# જગન્મોહિની

અને

# નટરાજ

અનુવાદક:

હીરાચંદ ક. ઝવેરી.



પ્રો. એફ. ડબલ્યુ. ટે.ઇન.

સ્વ. શ્રી હીરાચંદ કસ્તુરચંદ ઝવેરીંના
કુટુંબીજનો તરફથી સપ્રેમ ભેટ



પ્રો. એફ. ડબલ્યુ. ટૉમસ.

સ્વ. શ્રી હીરાચંદ કસ્તુરચંદ ઝવેરીના
કુટુંબીજનો તરફથી સપ્રેમ ભેટ

# પ્રવેશક.

નાટક, સંગીતનાટક (ઓપેરા Opera), કીર્તન, હરદાસી કથા, અને નવલો ઉંચા પ્રકારનાં હોય છે તે સાહિત્યના વર્ગમાં ગણાય એવાં હોય છે; મધ્યમ અને ઊતરતી જાતનાં હોય તે સામાન્ય અને પ્રાકૃત જનસમૂહની રુચિનાં પ્રતિબિંબ હોય છે. આમ હોવાથી અધમ અને મધ્યમ જનસમાજના હિતને માટે તેમને જે બોધ કરવામાં આવે છે અને તેમની આગળ જે ચારિત્ર અને રસ અને ભાવના આદર્શો ધરવામાં આવે છે, તે પાંચમાંથી એક રૂપના હોય, એ કુદરતી છે. વળી આ પાંચ વચ્ચે સરખામણી કરી જોતાં જણાય છે કે નાટક સંગીત-નાટક આદિમાં જુદી જુદી જાતની વત્તીઓછી સામગ્રી જોઇએ, ત્યારે નવલકથામાં એવું કશું જોઇતું નથી. પ્રથમ ચારેમાં પ્રત્યક્ષ શ્રોતાઓ જોઇએ, તે પણ નવલકથાને ના જોઇએ. એટલે મનુષ્યો વચ્ચે માનસિક સંબંધો અને વિનિમયો ને પ્રત્યક્ષ સમાગમ વિના પણ વધારવાનાં—છાપખાનાં, ટપાલ, આદિ—સાધનોની વિપુલતાવાળા આ અર્વાચીન યુગમાં નવલકથાઓ ઘણી મોટી સંખ્યામાં લખાય છે અને સારી પેઠે ફેલાય છે. અ-વાચકમાંથી વાચક વર્ગમાં દાખલ થતી વ્યક્તિઓ સૌથી વધારે આકર્ષાય છે પણ નવલોથી. 'ત્રિયાને વ્હાલી વાત' એ કહેવત સ્ત્રીઓ

અ-વાચક નિરક્ષર હોય એવા સમાજમાં જ સાચી છે; જરાતરા વાંચતાં આવડતું હોય અને દિવસમાં કલાકો સુધી કામ, આવશ્યક કામ તો નામનું જ, તેવી સ્થિતિમાં હોય, તેવી વ્યક્તિઓને માટે જ સાચી છે. અને અર્વાચીન યુગમાં એવી વ્યક્તિઓની સંખ્યા પુરુષવર્ગમાં પણ ઘણી મોટી છે. મતલબ કે નવલો તરફ આકર્ષાતા વર્ગની સંખ્યા બીજી હરેક જાતના સ્થાયી વાઙ્મય તરફ આકર્ષાતી સંખ્યા કરતાં ઘણી જ મોટી છે; વર્તમાનપત્ર-વાચકોની સંખ્યા જ નવલ-વાચકોની સંખ્યાથી વ્હડી જાય છે.

અર્ધ વિકસેલી ભાષાને જલદી વિકસાવવાનો પુરુષાર્થ ઘણાને આકર્ષે એવો સમય આવી લાગતાં, ભાષામાં ભાષાન્તરો અને અનુવાદો સંખ્યાબંધ થવા માંડે છે, અને બીજી ભાષાઓમાંથી તરજુમા અને અનુકૃતિઓને માટે સારી પ્રતિષ્ઠિત નવલો મોટી સંખ્યામાં પસંદ થાય છે. અને તેમાં પણ પોતાના દેશ અને પોતાની જ સંસ્કૃતિને લગતી ઊંચા પ્રકારની નવલો પરભાષામાં હોય, તો તે વ્હેલી ઝડપાય છે: લેખકો આવી વસ્તુઓ તરફ આકર્ષાય એ મુખ્ય કારણ; વાચકો આવા તરજુમા તરફ આકર્ષાય એ પોષક કારણ.

પુસ્તકો બીજી ભાષામાં નવો અવતાર ધરે તેમાં વિષય અને રૂપના જેટલું મૂળ લેખકની શૈલીનું ગૌરવ પણ ગણવાનું છે. કાદમ્બરીશૈલીની પ્રતિકૃતિ જર્મન કે લૅટિન ભાષામાં ઊતરે તેવી, ઇંગ્રેજી કે ગ્રીક ભાષામાં નહીં ઊતરે. ઇંગ્લિશ કે અમેરિકન વાંકાં વેણ (હ્યુમર Humour) પ્રધાન ગુણ હોય એવી શૈલીનું પ્રતિબિંબ બીજી ભાષામાં નથી જ ઝીલાતું. સંસ્કૃત કે લૅટિન મુક્તકની મીઠી ચોટ બીજી કોઇ પણ ભાષામાં પૂરેપૂરી નથી વાગતી. ફારસી ઊર્દૂની લિજ્જત ફારસી-ઊર્દૂના શાયર બને તેજ મેળવી શકે છે. દરેક ભાષામાં આવાં કૈં કૈં તેજ અને બલ અને અલંકરણ એવાં તો સજડ અને અદેય હોય છે,

કે સારામાં સારા તરજુમામાં પણ તે તો આવે જ નહીં. તરજુમા અને અનુકૃતિની અશક્તિનો ઉપાય જ નથી.

પ્રોફેસર બેઇન (F. W. Bain) ની નવલોમાં દેશ, વેશ, કથાવસ્તુ, પ્રસ્તુતને ખીલવવા વિસ્તારના દીપાવવા અને અંતે આખી છાપ ઉપસાવી કથાને સાંકળી લેવાની યુક્તિઓ, સર્વે આપણાં છે. જે સંસ્કૃતિ રંગ અને જે વાતાવરણુતેજ વડે અથવ જે માનવવૃત્તિઓ તથા દેવભાવનાઓના ઊભાઆડા તંતુઓ વડે આખો ભાપાપટ કર્તા વણે છે, ચિત્રે છે, અને ઉદ્દીપે છે, તે સર્વ આપણાં છે. અને એની શૈલી તરંગોમાં, અલંકરણોમાં, છાયાતેજના મિશ્રણપ્રકારોમાં પણ આપણી ઉત્તમોત્તમ સંસ્કૃત શૈલી જ છે. આ આપણા સર્વનું એણે અનુકરણ જ કર્યું છે. આપણા સર્વના ઉત્તમ અંશોને જ લઇને એણે અનુકરણ કર્યું છે. તથાપિ તે ઇંગ્રેજીમાં કર્યું છે એ એક વિશિષ્ટતાથી આ અનુકરણ કોઇ ખરે જ નવી સૃષ્ટિ હોયને એટલું બધું આકર્ષક બની ગયું છે. વસ્તુ સાદ્યંત પોતે નવીજ રચેલી છે એ બીજી વિશિષ્ટતા છે. વળી શૈલીમાં તેમ વસ્તુનિરૂપણમાં જે સૌંદર્યભાવના પદે પદે વિલસે છે તે પ્રાચીન ગ્રીસની સ્ફુટતા સ્થિરતા અને સપ્રમાણતાપુજક સૌંદર્યભાવના છે, એ આ કૃતિઓની ત્રીજી અને શ્રેષ્ઠ વિશિષ્ટતા છે. રેખાઓ અસખ્ય અને એક બીજામાં ગૂંચવાઈજ જાય એટલી પ્રાસેપાસે, ભાત પરખાયજ શેની એવો ઘટ્ટ વણાટ, પ્રકાશ તેમ અંધકારના અતિશય—આંખ અંજાઇને મીંચાઇ જાય અગર તો ભયની મારી બીડાઇ જાય એવી, અને આ સર્વનો અસલ્ય પરમ્પરા એ જ મોટામાં મોટો ચમત્કાર,—એ આપણી પુરાણી શૈલીના દોષ બેઇન જેવા ગ્રીક કલાભક્ત વિધાયકને શક્ય જ નથી. આને બદલે એની કૃતિઓમાં તો આપણે સર્વત્ર સાનંદાશ્ચર્ય જોઇ રહીએ છિયે,—રેખાઓની સુકુમારતા અને સ્ફુટતા; વણાટમાં વેલો

અને બુટ્ટીઓની ભાત સજીવન; પ્રકાશ કોમલ સ્વચ્છ અને સ્થિર, છાયા અને પ્રકાશ એક બીજાનાં અંગાંગી બની રહી આખી આકૃતિ ઊંડાને આંખે વળગે એવી નિર્મી આપવાની સર્ગશક્તિવાળાં; અને અંગે અંગમાં ગતિએ ગતિમાં જોબનની લીલા અને વસંતનો મદ અને સદ્વિહારનો સયમી વિનીત પણ પ્રકટ લટકો. આ નવલોમાં બેઇન મનુષ્યોને નિરૂપે છે દેવદેવી સમાં સ્વસ્થ અને દેવદેવીને નિરૂપે છે મનુષ્ય સમાં કોડીલાં; વિધિની લીલાને એ નિરૂપે છે અગમ્ય, કુદરતની માયાને એ નિરૂપે છે અગાધ, અને મનુષ્યને એ નિરૂપે છે તેના સત્પ્રયત્ને અમર અને વિજયી: અને આ પ્રમાણે એ પોતાની સર્વાંગ શોભીતી ઘટના વડે ન્યાયની અવિચલતા અને સદ્ભાવનાની દિગ્વિજયી સનાતનતા,—મૃત્યુને દુઃખને તથા વારાફેરાને માટે પૂરેપૂરો સમાસ રાખીને પણ,—સ્વયંપ્રકાશ સૌંદર્યના ભવ્ય અનાદિ ઘુમટ તળે સ્થાપે છે. હિંદી સંસ્કૃતિમાંનાં અભેદ્ય તત્ત્વો, હિંદી વિચારમિનારાની સંગીનતા, હિંદી કલાસૃષ્ટિની અપ્સરાસરખી ચમત્કૃતિ અને હિંદી માનવતાની સૂક્ષ્મ અંબરારોહી વિમલ ઉદારતા, એ સર્વને પશ્ચિમની અહંકારી અસ્મિતાભરી બેકદર આંખો આગળ આકર્ષક અને અસરકારક રીતે ધરવાને માટે બેઇનની આ કૃતિઓના જેવી લાયક બીજી કોઇક જ હશે. આથી કરીને મ્હને તો લાગે છે કે આપણી સંસ્કૃતિના સહૃદય અને સત્વજ્ઞ ઇંગ્લિશ સેવકોમાં સમદૃષ્ટિ ઇતિહાસ બેઇનને ટૉડ, જોન્સ, ઉ-વિલ્સન, ગ્રિફિથ, હેવલ અને ટૉમ્સન જેવાના અતિ ઉંચા વર્ગમાં પણ કદાચ સ્થાન આપે. પરંતુ બેઇન સાથેના મ્હારા લાંબા અંગત સંબંધને લીધે એના ગુણનું પ્રમાણ મ્હારાથી વધારે પડતું અંકાઇ જાય એ કુદરતી અથવા તો સંભવિત હોવાથી વિષયને લગતી આ ચર્ચાને અહીંથીજ અટકાવી દઉં છું.

રા. રા. ભાઇ હીરાચંદને આ કથાનકોનો શોખ લાગ્યો છે એથી મ્હને ઘણો આનંદ થાય છે. એમને એ ચોપડીઓના સારા તરજુમા કરવામાં બનતું ઉત્તેજન આપવું એ મ્હારો ધર્મ છે. આ બે સાથે એમણે આજ લગીમાં ચાર તરજુમા તો કર્યા, અને બીજા પણ બનતી ત્વરાએ પ્રકટ કરવાની એમને ઘણી હોંસ છે. એઓ લખે છે ઝડપથી અને પછી લખેલાને સમારે છે ધીરજથી. બેહનના ગદ્યનો તરજુમો કરવો અને ઉંચામાં ઉંચી કવિતાનો અણિશુદ્ધ તરજુમો કરવો, એ બેય કાર્ય સરખા વિકટ છે અને ગમે તેટલા કૌશલ અને નિષ્ઠાથી કામ કરવામાં આવે તથાપિ તેના ગુણદોષ વિશે મતભેદ રહેવાનાજ, એ સર્વ એઓ સારી રીતે સમઝે છે. આવા અનુવાદકના ઉમંગને અને એમની સેવાને ગુજરાતી વાચકો વધાવી લેશે એવી આશા રાખું છું. ગુણગ્રાહક વાચકોની પૂરતી સંખ્યા મળી જશે તો ભાઇ હીરાચંદ તો બેહનની આ આખી માલા ગુજરાતી વાગ્ભંડારમાં ઉમેરવાને તૈયાર જ છે.

પૂણાસિટિ, માર્ચ ૧૯૨૬.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર



### અનુવાદકની

# પ્રસ્તાવના

ફરી એકવાર વાંચક વર્ગ આગળ અદ્ભુત રસથાળ ધરતાં અમને આનંદ થાય છે. આમાં દેહની ક્ષણિક ક્ષુધાની તૃપ્તિની સામગ્રી નથી પરંતુ આત્માની રસવૃત્તિને સંતોષે એવો અદ્વિતીય સંસ્કૃત રસનિધિ છે. તેનો સ્વાદ કેવો છે તે જરા જોઇએ.

**સંસ્કૃતિ અને સાહિત્ય**

સંસ્કૃતિ એટલે માનસિક વિકાસ; અને જ્ઞાન પિપાસા એ માનસિક વિકાસની પ્રત્યક્ષ સાક્ષી. સાહિત્ય એ માનસિક વિકાસનું સાધનભૂત અંગ છે. પ્રજાઓની ઉન્નનિ અવનતિમાં તેમનાં સાહિત્યની ઉન્નતિ અવનતિનો ઇતિહાસ વૃક્ષમાં છૂપા વહેતા જીવનરસની માફક પ્રસરી રહ્યો હોય છે. મનુષ્ય એ કલ્પનાની પાંખ પર ઉડનાર પંખી છે, છતાં પંખીથી તે વધારે સમજુ, જાણકાર અને વિશાળ દ્રષ્ટા છે.

**સાહિત્યની અભિરૂચિ સમયાનુસાર ફેરવાય છે.**

સાહિત્યના વિષયની, તથા વસ્તુની અભિરૂચિ જનસ્વભાવ પર અવલંબેલી હોય છે. સમય સમય વસ્તુની અભિરૂચિ ફેરવાવે છે. સમાજના અધઃપતન સમયે ઉદ્ભવેલું સામાજીક સાહિત્ય સમાજની ઉન્નત અવસ્થા દરમ્યાન તેટલો આદરભાવ પામતું નથી. ઝંઝાવાત જેવા યુદ્ધકાળ વેળા જન્મેલું

સાહિત્ય પ્રશાંત સમય દરમ્યાન થોડીકજ લોક લાગણી આકર્ષે છે. છતાંયે શિષ્ટ અને માનવજીવનનું પૃથક્કરણ કરતું સાહિત્ય સર્વ સમયમાં એક સરખું લોકાદરને પાત્ર બની રહે છે.

આટલું લંબાણ એટલા ખાતરજ કે આ પુસ્તકમાં લોકવર્ગને સમર્પવામાં આવતું સાહિત્ય છેલ્લા પ્રકારનું છે. એમાં સમાજ કે પ્રજાના અધઃપતનનો બળાપો નથી કે ઉન્નતિની મીમાંસા નથી. એમાં માનવ હૃદયનું પૃથક્કરણ છે, કુદરતના સ્વભાવની ઝાંખી છે, ભારતીય સંસ્કૃતિનું કલાપૂર્ણ રેખાચિત્ર છે. કદાચ સંપૂર્ણ નહિ હોય છતાં છે તેટલુંયે આદરપાત્ર અને આપણી-ભારતીય સુરુચિને સંતોષે એવું છે.

**દૃષ્ટિ દોષનો સંભવ.** ઇતર સંસ્કૃતિના ચશ્માથી જોતો મનુષ્ય ભાગ્યેજ બીજી સંસ્કૃતિમાં ગુણાવલોકન કરી શકે વા તેની નાડ પારખી શકે. અને તેમાંયે પરસ્પર શાસક અને શાસિત જેવો વિભેદક સંબંધ હોય ત્યારે અપક્ષપાત દૃષ્ટિ ભાગ્યેજ સાચવી શકાય. કેવળ અભ્યાસકજ, અને તેયે વિશાળભાવનાવાળો,-સમદૃષ્ટિ રાખવા પ્રયત્ન કરે. આપણા સદ્‌ભાગ્યે આમાનું રેખાચિત્ર તેવાજ અભ્યાસકથી દોરાવલું છે. એમાં ભારતીય સંસ્કૃતિના ભારોભાર વખાણ કર્યા છે તેટલા પરથી દોરવાઈ હું તેને વિશાળ ભાવનાવાળો અભ્યાસક નથી કહેતો. તેમનો આપણી સંસ્કૃતિનો અભ્યાસ આપણા કેટલાક કહેવાતા સાક્ષરોને પણ શરમાવે એવો છે.

**પ્રસ્તુત પુસ્તકનું હાર્દ.** મેં આગળ કહ્યું તેમ આ પુસ્તકમાં તેમણે કેવળ સંસ્કૃતિનુંજ આલેખન નથી કર્યું; પરંતુ તેના આત્માના અણુપરમાણુઓના ગુણદોષની મીમાંસા કરી છે; એ એમના બધા પુસ્તકોના મનન પરથી સમજી શકશે. માનવજીવનને વિશાળ દૃષ્ટિથી અવલોકી પ્રજાભેદ, સંસ્કૃ-

તિભેદ કે વર્ણભેદને જરાયે મહત્તા ન આપતાં જે તથ્યાંશ તેમને જણાયો છે તે રજુ કરતાં જરાયે તેઓ ગભરાયા નથી. સૌંદર્ય, કલા અને કુદરતની મીમાંસા રસપૂર્ણ છે; અને તે સઘળામાં અપૂર્વ ભાવના બળ એક સરખું વહી રહી સર્વને સજીવ અને મૂર્તિમંત બનાવી રહ્યું છે. વસ્તુની સાદાઇ છતાં તેઓ તેને અર્થગંભીર અને રસગંભીર બનાવી શકયા છે એ તેમની અપૂર્વ કલાનો સ્પષ્ટ પૂરાવો છે.

**આપણી સંસ્કૃતિનું અધ્યયન.**

ઘણાએ પાશ્ચાત્ય વિદ્વાનોએ ભારતીય સંસ્કૃતિનું ઉંડું અધ્યયન કર્યું હતું, કરે છે અને કરશે. આપણી સંસ્કૃતિની વિષમતા કહો કે અપૂર્વતા કહો, ગમે તે કહો પરંતુ આટલું તો ચોક્કસ છે કે તેમાં ઓતપ્રોત થયા વિના વિહંગાવલોકનથી તેની ભાવના ઝીલવી દુષ્કર છે. ભારતીય સંસ્કૃતિનું મંડાણ આજ બેચાર હજાર વર્ષનું નથી; અને તેની જડ એટલી અગમ્ય અને ઉંડી છે કે તેનું રહસ્ય સમજવામાં કોઇ પરદેશી ભૂલથાપ ખાય એ સ્વાભાવિક છે. પરંતુ અહિંઆ આપણી સંસ્કૃતિની જડનું શોધન નથી અને પ્રસ્તુત કથાનકોમાં અમુકજ બાબત તેમણે સ્પષ્ટપણે ચર્ચી છે એટલે તેનેજ તપાસીશું.

**સ્ત્રીનું પ્રાધાન્ય.**

દુનિઆભરના ઇતિહાસમાં સ્ત્રી એ પ્રધાન ભાગ ભજવતી આવી છે, અને પ્રગતિ સ્થિતિ કે પશ્ચાદ્‌ગતિમાંયે પુરૂષ કરતાં પ્રકૃતિ-સ્ત્રીની અસર વધારેજ જણાશે. સીતા કે દ્રૌપદી હોય નહિ અને રામાયણ અને મહાભારતની રચના બને નહિ. ઇતિહાસ હો કે દંતકથા વા પુરાણકથા, છતાં સમગ્ર વસ્તુ કોઇ પ્રકૃતિ—માયા—મહાદેવી—ચંડિકાની આજુબાજુજ ભમવાની. મહામુનિઓના તપભંગ કરાવનાર કોઇ

અપ્સરા કે નાગકન્યા, સામ્રાજ્યોની જડ ઉખેડી નાખનાર કો દિવ્યસુંદરી, શાંતિની સુધા પાથરનાર કોઇ સાધ્વી કે સંસાર પરથી રાગ ઉઠાડી મુકનાર કો પિંગળા જગતભરની નવલકથા વા ઇતિહાસનું કેન્દ્ર છે અને સદા રહેશે. અદૃશ્ય રીતે માનવજીવનને હીંચોળનાર અને પુરુષના જાતિરૂપી અશ્વને વળણ આપનાર નારીને કોણ ઓળખી શક્યું છે ? મહર્ષિઓને પણ પરસ્પર વિરોધી વચનો ઉચ્ચારવા નથી પડયા શું ? ઘણાએ નારીનો મહિમા ગાયો છે, ઘણાએ તેને તિરસ્કારી છે, છતાં પુરુષના જીવનમાં નારીનું પ્રાધાન્ય સર્વ કોઇને સ્વીકાર્યા વગર ચાલ્યું નથી. આર્યભાવના પણ તેથી પર નથી. સમગ્ર સત્તાવાન દેવને કલ્પી તેને યે નચાવનાર, હૃદય વલોવનાર અને ક્ષણભર મુગ્ધ બનાવનાર દેવીની કલ્પના કર્યા વગર ચાલી શક્યું નથી. પ્રો. સાહેબે પણ 'જગન્મોહિની'ના બીજા વિભાગના પાંચમા પ્રકરણમાં પણ એજ વાતનું સમર્થન કર્યું છે. અને પુરૂષને સૃષ્ટિની ઉત્પત્તિ સમયે પોતાની પ્રતિકૃતિ જોઇ વ્યામૂઢ બની તેને શોધવા ફાંફા મારી રહેલો જણાવ્યો છે. અને તેના સાંત્વનને સારૂજ માયા–નારીની ઉત્પત્તિ છે. એ સૃષ્ટિ અને પુરુષને જોડનાર કડી છે. પુરૂષની પ્રતિકૃતિ અને સમગ્ર સૃષ્ટિનો સાર એ નારી.

એ વાત આટલેથીજ પતાવી આપણે હવે જગતભરમાં યુગે યુગે
• .સ્ત્રી જીવન જે રીતે વહેતું આવ્યું છે તે
**યુગે યુગે પરિવર્તન** નિહાળીએ. પુરૂષને સ્ત્રીનું આકર્ષણ આત્મિક
**થતું સ્ત્રી જીવન** ભાવના કરતાં દૈહિક વાસના પરત્વે નિરંતર
વધારે રહ્યું છે અને રહેશે. વાસનાસાગરના
વિશાળ વારિરાશિને ઓળંગતા ક્વચિતજ પુરૂષને ભાવનાના મીઠા જળ સાંપડે છે, બાકી તો નર–પ્રાણી–માત્ર એજ ખારા જળમાં ઝબોળાનો ઝબોળાનો જીવનપંથ વટાવે છે. છતાંએ પુરૂષહૃદય એ માયા પાસે

વાસનાતૃપ્તિથી કંઈ વધુ ઇચ્છે છે એ જરૂર. ભિન્ન ભિન્ન કાળમાં નારીજીવનનું વહેણ બદલાતું ચાલ્યું છે. કેવળ પ્રજોત્પત્તિ કે વાસનાતૃપ્તિના સાધન તરીકેની ગણનામાંથી ગટતી તે સ્નેહજીવનની અધિષ્ઠાત્રી બનવા માંડી છે. રસની સ્રોતસ્વિની, કલાની મૂર્તિ અને સૌંદર્યના પાત્ર સમી નારી કેવળ સ્ત્રી મટી ધીમે ધીમે રસિકા, જીવન સખી અને દેવી તુલ્ય ગણાવા માંડી છે. એમ કાળક્રમે માનવભાવના ઘડાતી, ફેરવાતી રહી છે અને રહેશે.

**ભારતીય સંસ્કૃતિમાં નારીનું સ્થાન**

પરંતુ ભારતીય સંસ્કૃતિમાં નારીનું સ્થાન એટલું વિશાળ દૃષ્ટિથી નિશ્ચિત કરાયલું અને સુદૃઢ છે કે યુગોના યુગો પછીએ તેમાં ઘણાં ઓછા ફેરફાર થયા છે. નારી, પુરુષનું અપૂર્ણ અંગ પૂરું કરનાર, જીવનપંથ ઉજાળનાર, પૂર્વ સંસ્કારથી જન્મોજન્મ અનુસરતી અને પુરુષ જીવનમાંજ લય પામતી જ્યોતિ છે. પુરુષના સુખ, દુઃખ, વૈભવ કે વિપત્તિ એજ તેનું નિર્મિત ભાગ્ય છે; પુરુષ વિના તે અસત્ય છે; પુરુષ એજ તેનો પતિ અને પ્રભુ. અને તેજ ભાવના વૈવિધ્ય અને નૈપુણ્યથી આ પુસ્તકમાં આલેખાયલી છે.

**'જગન્મોહિની'ની અપૂર્વ રચના.**

'જગન્મોહિની' નામક પ્રસ્તુત કથાનકની વસ્તુ આવી છે. અપૂર્વ ઝીણવટ અને કલાથી પ્રોફેસર સાહેબે તેને ખીલવી છે. હિંદુ સંસ્કૃતિમાં ઓતપ્રોત બની તેમાં દર્શાવેલી નારીની મહત્તા અને ઉત્તમતા તેમણે અણુએ અણુ પારખી છે, એ આ પરથી જોઇ શકાશે. હિંદુ સ્ત્રીના પતિ પ્રત્યેના પૂજ્યભાવ અને અસાધારણ પ્રેમનું ખરું રહસ્ય સમજ્યા બાદ તેને કલ્પનાની પીંછીથી ,

અપૂર્વ બનાવી અને તત્ત્વજ્ઞાનની છાયા અને પ્રતિચ્છાયાથી સંપૂર્ણતા અર્પી એક મનોહર નવલકથા તરીકે જનસમાજ આગળ તેમણે રજુ કરી છે. હિંદુ સ્ત્રીના પતિ પાછળ અંધ અનુકરણમાં દાસવૃત્તિ કે ગુલામગિરિ નથી પરંતુ સ્વૈચ્છિક સમર્પણ રહેલું છે એ તેમણે પાશ્ચાત્ય પતિ-પત્નીઓને પુસ્તક અર્પણ કરી પૌર્વાત્ય ભાવના સમજાવવા પ્રયત્ન કર્યો છે, અને એમ કરી આડકતરી રીતે ભારતની પ્રણાલિકાની પ્રશંસા કરી છે. તાત્ત્વિક દૃષ્ટિએ સ્ત્રીજીવનની સમાલોચના કરવામાં આવે કે ઉછરતી પ્રજામાં સ્ત્રીની અપૂર્વતા અને નિર્મળતાની ભાવના રેડવામાં આવે તો સ્ત્રીઓ સ્વતંત્રતા માંગવાની પરવા કરે ખરી, કે પુરુષો તેમને વિલાસનું રમકડુંજ ગણી અટકે ખરા? ભારતીય સંસ્કૃતિમાં સ્ત્રીનું સ્થાન દેવી તુલ્ય છે તે આ કથાનું પાને પાનું સ્પષ્ટ કરે છે.

**આજની સ્થિતિ.** આજે એ ભાવના અને તત્ત્વજ્ઞાન છિન્નભિન્ન થઇ ગયેલાં આપણે જોઇએ છીએ અને તેનું કારણ કેવળ આપણી સારાસાર પારખવાની વિવેકશક્તિનો પાશ્ચાત્ય જ્ઞાનરૂપી રણની ભ્રાંતિમૂલક અને ઐંદ્રજાલિક માયા વડે નાશ થઇ ગયો છે તે છે.

મનોહર કલ્પનાઓથી અંકિત આ પુસ્તકનું ગુજરાતી મનનપૂર્વક વંચાણ તો ખરેખર સ્ત્રી પુરુષના જીવનમાં પ્રેરણા અને પ્રેમના ઓજસ તેમના હૃદયવારિધિને છલકાવ્યાં વગર નહિ રહે. આવી નવલકથાનું સ્થાન નિશ્ચિત છે, તેની સ્થિતિ ચિરંજીવી છે.

**નામ સંસ્કરણ.** આ પુસ્તકનું અંગ્રેજી નામ "In The Great God's Hair" "મહાપ્રભુના જટાજૂટમાં" છે. એ નામને બદલે સમગ્ર વાર્તાની વસ્તુ જે તરફ ઢળી રહી છે તે પરથી તેને અનુકૂળ નામ

યોજાયલું છે, અને મૂળ લેખક પણ પોતાની ભૂમિકામાં તેમ જણાવે છે.

**બીજી કથા.** હવે "નટરાજ" નામક "An Incarnation of the Snow" ના ભાષાંતરની વસ્તુ અને રચના તરફ આપણે વળીએ. એના નામમાં પણ વસ્તુનિર્દેશક ફેરફાર કરવામાં આવ્યો છે અને તે વાચકવર્ગને રૂચશે એવી આશા છે.

**આર્યોની ચાંદ્ર ભાવના.** ભારતવર્ષમાં પહેલવહેલા આવી વસેલા આર્યોના મગજ પર ચંદ્રની કેટલી બધી પ્રબળ અસર હતી તે ભગવાન શંકરના સ્વરૂપની કલ્પનાથી સ્પષ્ટ જણાય છે. બીજથી પૂર્ણિમા સુધી ચંદ્રની ચઢતી અને પછીથી ક્ષીણ થતી જતી કલાથી આર્યાવર્તના તે કાળના લોક પર તેની એવી અજેય પ્રતિમા પડી કે ભારતીય સંસ્કૃતિની આર્યભાવનામાં એવી વસ્તુ જવલ્લેજ જડશે જેનો ચંદ્રની સાથે કશો સંબંધ નહિ હોય. પ્રો. સાહેબ પોતાની પ્રસ્તાવનામાં પોતેજ ચંદ્રને જોઇ એ ભાવનાથી કેટલા તરબોળ બની ગયા હતા તે જણાવે છે. અને એ ભાવના આર્યોની હોવાથી જગતભરમાં નવનવા રૂપે પ્રાધાન્ય તો જરૂર ભોગવવા લાગી. પુરુષ અને પ્રકૃતિ, કામ અને રતિ, પ્રેમ અને પ્રિયા એ સર્વને એકરૂપતા અર્પનાર, કોઇ અકલ્પ્ય તરંગ-શ્રેણી પર ઘસડી જનાર, ધર્મ, કર્મ, સ્થળ, સ્થિતિ અને તત્વ-જ્ઞાન સર્વને કેન્દ્રિત કરનાર એ અપ્રતિમ ચાંદ્રભાવના ચંદ્રશેખર, આર્ટી-મીસ, ભેન્ડીસ, ડાએના, પ્રોસરપાઇન કે ઇસીસના જુદા જુદા નામે ભારતવર્ષ, ગ્રીસ, રોમ અને ઇજીપ્ત વગેરે દેશોમાં પ્રસરેલી હતી. મૂર્તિની ભાવના મનુષ્યહૃદયમાં એમ ને એમજ દૃઢતર થતી ચાલી

અને આજે મૂર્તિને ન માનનારા ભલે એ ન સ્વીકારે છતાં એ ભાવનાની અસર નીચે તો તેઓ છેજ. મૃત્યુ પછી પુનર્જન્મ, દુઃખ પછી સુખ અને ચઢતી પછી પડતીના નિયમોની કલ્પનાને જન્મ આપનાર, ભક્તિની પ્રેરણા જીવંત રાખનાર, સૌંદર્યને પૂજાવનાર, અને ઉત્સાહને જગવનાર એ ચંદ્ર સૃષ્ટિભરતું જીવન છે; અને એજ જગતનું સંચાલક તત્ત્વ છે; તેની પ્રભા અમીમય છે, અતિતપ્ત અને જગતભરને સંકુચિત કરનાર રવિ તેજને અનુસરતી એની પ્રભા દયાની દેવી સમી છે. પ્રાણી માત્ર તેમાં આરામ, આનંદ અને ચેતના સ્ફુરણ અનુભવે છે, કોઇ ઇતર સૃષ્ટિમાં વિહરે છે, જગવ્યથા વિસ્મરે છે અને તેની ગોદમાં બાળકની માફક લપાઇ ઘસઘસાટ નિદ્રા અનુભવે છે.

**બીજી નવલની વસ્તુ.** આ ભાવનાબીજમાંથી ઉદ્ભવેલી આ બીજી નવલકથાની વસ્તુ છે. એમા ત્રણ ચીજ અનુક્રમ છે. ૧. સમગ્ર જગત એ નટરાજ ચન્દ્રશેખરના અંશ રૂપ છે. ૨. કાર્યાકાર્યની પ્રેરનાર માયા-સુંદરી-છે. ૩. કર્મ અને તેનાં ફળ અનિવાર્ય છે. ત્રીજી વસ્તુ ગૌણ છે. આખી વાર્તાનું કેન્દ્ર બીજી વસ્તુ છે; અને તેની આસપાસ ઘટનાઓનું કોકડું ગુંચવાયલું છે.

**શબ્દોની અર્થ ગંભીરતા.** કોઇ કહેશે કે એમાં જે વાત છે તેને ચંદ્ર સાથે શો સંબંધ છે? પ્રથમ દૃષ્ટિએ એમ જણાય એ સ્વાભાવિક છે, છતાં પ્રોફેસર સાહેબની સઘળી વાર્તાઓમાં વસ્તુ શબ્દાડંબર રૂપે નથી પરંતુ અર્થ ગંભીર છે. ચાંદ્રભાવના અહિંઆ સ્ત્રી રૂપે કલ્પવામાં આવી છે. વિશાળ જગતપટ પર એકજ વસ્તુથી પુરુષ વ્યામૂઢ બને છે અને તે ચંદ્રમુખી. સ્ત્રી અને ચંદ્રને પરસ્પર એટલો

બધો ગાઢ સંબંધ છે. એકના વિચાર સાથે બીજાનો વિચાર જરૂર ઉદ્‌ભવવાનોજ. સ્ત્રીની સરખામણીની પહેલી વસ્તુ ચંદ્ર. અને ભારતીય કવિઓ એની પાછળ મસ્તાન બની અનેક રીતે તેને વર્ણવી ચુકયા છે. ચંદ્ર વિના રાત્રિ અને સ્ત્રી વિના પુરુષજીવન કેટલું નિરસ, અરમણીય અને ચેતનહીન લાગે? કાર્યમાં આગળ વધવા ઉત્તેજીત કરનાર અને અકાર્યમાં અંધ બનાવી હડસેલી મૂકનાર એજ માયાવિની છે; જન્મોજન્મની શ્રેણી રચનાર એજ વિલોલહૃદયા છે; સંસાર તાપે દગ્ધ થયેલાં અને તેની માયાથી ચેનેલાં ઋષિ મુનિઓએ તેને પ્રત્યક્ષ રાક્ષસી વર્ણવી છે છતાં સંસારમાં વહન કરનાર પુરુષ માટે એમ કહેવાની ધૃષ્ટતા કે અદીર્ઘદર્શિપણું તેમણે બતાવ્યાં નથી. ત્યાં તો સુખ અને સમૃદ્ધિનો વાસો સ્ત્રીને દેવીતુલ્ય ગણવામાંજ કહેલો છે. ચંદ્ર પ્રભાની માફક તપ્ત જીવનવ્યવહાર પછી સુધામય ઔષધિનું પાન કરાવી શીતલતા રેડનાર એજ પરિચારિકા છે. જે એને સમજવામાં નિષ્ફળ નીવડયાં છે તેનો સંસાર વિષથીયે વધુ કટુ બન્યો છે; તેને સંપૂર્ણ આધીન થઇ જનાર ચિત્તભ્રાંત બની સંસારની વિકટ અટવીમાં માર્ગભ્રષ્ટ બન્યો છે. માર્ગદર્શક સરસ્વતી પણ એજ છે, માર્ગભ્રષ્ટ કરાવી અટવાવી મારનાર લક્ષ્મી પણ એજ છે.

**કથા અને તેની મનોહરતા.**

પ્રસ્તુત કથામાં કોઇ હંસ—હંસ રૂપ ધારણ કરી આવેલા ચન્દ્રશેખર છે—પાર્વતીના દર્શનથી પૂર્વજન્મ સ્મરણને પ્રાપ્ત કરી સ્ત્રીના અનર્થકારી તરંગો અને કોઈ અગમ્ય અને અપ્રાપ્ય દૂર દૂર નગાધિરાજ પર વસતી કલ્પિત સુંદરી પ્રાપ્ત કરવાની મહેચ્છાથી પોતાના ગત જન્મમાં કેવા હાલ થયા તેનું વર્ણન કરે છે. એમાં સ્ત્રીની પ્રધાનતા એક છેડેથી બીજા છેડા પયરાયલી છે.

પ્રસ્તુત કથામાં નાયક પુરુષ છતાં તેનો જીવનક્રમ આખર સુધી સ્ત્રીથીજ દોરવાયલો છે. વાર્તાની વસ્તુ સરલ છતાં રહસ્યપૂર્ણ છે. એમાં સંસ્કૃતિની ભાવના આલેખાયલી છે. તેમાંનો રસસ્ત્રોત અસ્ખલિત અને અવિચ્છિન્ન છે. સ્ત્રી સ્વભાવની સમાલોચના કરતું અને પ્રકૃતિ અને તત્ત્વજ્ઞાનની રંગપૂરણીથી આલેખાયલું આ કલ્પનાચિત્ર સંપૂર્ણ નહિ તોયે લગભગ પૂર્ણ જેવું છે. વાર્તા રૂપે તે રસ ઝમાવી શકે એવું છે, ગદ્ય છતાં પદ્ય જેટલું એમાં લાલિત્ય છે, કથા છતાં કાવ્ય જેવી તેમાં કલ્પના છે, છતાં સામાન્ય તેમજ લોકોત્તર વાંચકને એક સરખું આકર્ષી શકે એવું તેનું વહેણ છે. વિનોદ સાથે જીવનની સમાલોચના, તત્ત્વજ્ઞાન અને જનસ્વભાવની મીમાંસા અને પ્રકૃતિના મનોહર સ્વરૂપનું વર્ણન કરતી આવી વાર્તાઓ સામાન્ય નવલકથાઓથી વિશિષ્ટ પ્રકારની છે.

**પ્રસ્તુત અનુવાદ વિષે.** પ્રસ્તુત અનુવાદની અંદર મૂળ કૃતિનું ગૌરવ જળવાઇ રહેલું હોય તો તેનું માન મુરબ્બી પ્રો. ઠાકોરને ઘટે છે. વડીલ જેવા પ્રેમથી એમણે મારા કાર્યમાં ઉલટ લીધી છે અને માર્ગ સૂચન કર્યું છે તે બદલ હું તેમનો સદાનો ઋણી છું. વળી આવી નવલકથાઓનો અનુવાદ કેટલો વિકટ છે તે તેમણે લખેલા પ્રવેશકમાં સમજાવ્યું છે એટલે અનુવાદમાં કશે પણ રસભંગ થનો જણાય તો શિષ્ટ વાંચક તેને ક્ષમ્યજ ગણશે એ આશા વધારે પડતી નથી.

વળી આવા પ્રતિકૂળ સમયમાં મારું આ કાર્ય સાહસ જેવું છે પરંતુ વાંચક વર્ગની સુરૂચિ પરજ શ્રદ્ધા રાખી તેમાં મેં ઝંપલાવ્યું છે તો તે બદલ મને કદિ પસ્તાવાનો સમય નહિ આવે.

અને આ સ્થળે મૂળ લેખકે અનુવાદમાટે આપેલી પરવાનગીના ઋણનો ભાર હું સ્વીકારું છું અને તે મેળવવામાં પોતાની બહોળી

લાગત્રગનો ઉપયોગ કરી સ્થિતિ સરળ કરી આપનાર મુરબ્બી પ્રો. ઠાકોરના અહેસાનના ભાર નીચે તો હું દબાયલો છુંજ.

મારા કાર્ય તરફ સહાનુભૂતિ ધરાવનાર અને મદદ કરનાર દરેકનો ફરી એક વાર આભાર માની હું વિરમીશ.

મુંબઈ. મે ૧૯૨૬ } હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી



# જગન્મોહિની

પ્રો. એફ્. ડબલ્યુ. બેઇન

ના

IN THE GREAT GOD'S HAIR

નો

અનુવાદ

पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः।
पत्युर्गति समा नास्ति दैवतं वा यथा पतिः॥

माघ

# અનુક્રમણિકા

पतिः सतीनाम् परमम् हि दैवतम्

Thou art my Lord: I Thy sati
I have no othe God but Thee.

*Motto of the Faithful Hindoo Wife*

# ભૂમિકા

અજાયબીઓના રસિકોને અંગ્રેજી સ્વાંગમાં ભેટ ધરવામાં આવતી આ નાનકડી ભારતીય કથાનું નામ सुरासुरादि मानदा સંદિગ્ધ લાગશે. આપણે એનું એમ પણ ભાષાંતર કરી શકીયે કે "દેવાધિદેવના કેશમાંનો બીજનો ચંદ્ર" કે 'સુરાસુરાદિ માનહરા' એટલે કે સૌંદર્ય અને ઐશ્વર્યની દેવી. સંસ્કૃત ભાષાના શબ્દ–સામર્થ્યથી અનભિજ્ઞ જનોને એકજ શબ્દથી બે આટલા બધા જુદા જુદા ભાવ વ્યક્ત થઇ શકે એ કદાચ આશ્ચર્યજનક લાગશે; પરંતુ એ ભાષાની ખરી ખૂબી આવી પ્રચ્છન્ન સંદિગ્ધતામાંજ રહેલી છે. પતંગીયાની પાંખોનો ચોકકસજ રંગ છે એ જેમ નિર્ણય કરવો મુશ્કેલ છે, કારણ કે પ્રકાશના પરિવર્તન સાથે ઘડીમાં તે લાલ, ઘડીમાં ભુરો, ઘડીકમાં જાંબુડો કે સોનેરી દેખાય છે, તેમ સમાસથી ગૂઢ બનેલો સંસ્કૃત શબ્દ એકથી વધારે અર્થકિરણો ચળકાવ્યા કરે છે, અને તેના બેવડા, ત્રેવડા કે અનેક ગણા અર્થો આ શિષ્ટ ભાષાને શબ્દચમત્કૃતિ અને ધ્વનિ અને અનેકરંગી સૂચન અને સૌંદર્યની જે અજબ શક્તિ સમર્પે છે તેની આગળ બીજી બધીયે ભાષાઓ હારી જાય છે. કારણ કેઃ મૂળમાં જે આ પ્રમાણે સંયુક્ત એકમ હોય છે તેને ભાષાંતરમાં

છૂટું છૂટું કરી નાખવું પડે છે. આપણી આ આખ્યાયિકાના નામમાં પણ સાધકાવયવોમાંથી જુદાં જુદાંના જુદા અર્થ લેતાં, એનો ભાવાર્થ "ચન્દ્રશેખરનું કેશરત્ન" અથવા "જગભ્રામક સૌંદર્ય દેવીની વિશ્વવ્યાપક પ્રભુતા" એવો થાય.

અને અગમ્યવાદીના જેવું શું બોલું છું એવો આરોપ માથે આવે તેથી પણ ખંચાયા વગર હું એવો અભિપ્રાય બાંધવા પ્રેરાઉં છું કે આપણા લેખકે, * આ બે પ્રથમદર્શને અત્યંત ભિન્ન એવા પદાર્થોને એક શબ્દદેહ વડે જોડી દઇને તે બે વચ્ચે પણ એક અતિ સૂક્ષ્મ લગભગ અનિર્વચનીય તાદાત્મ્યનું સૂચન કરેલું છે. આ તાદાત્મ્ય આપણા ધૂમ્રાચ્છાદિત સ્થૂલ વાતાવરણના કરતાં આર્યાવર્તના પાતળા સ્વચ્છ નીરવ આકાશમાં કદાચ વધારે માન્યામાં આવી જાય એવું છે. અને પ્રાચીન દંતકથાઓ અને પુરાણો તો એની વાસ્તવિકતાની એક અવાજે શાખ પૂરે છે. બધીજ જૂની દેવકથાઓમાં તમામ મહાદેવીઓ સંબંધ ધરાવે છે. રોજ ને રોજ સાયંકાળે ભારતીય આકાશમાંના ક્રૂર અને અસહ્ય સહસ્ત્રાંશુની દુર્દમનીય ઉગ્રતા શિથિલ પડે છે,—ખરે ઉન્હાળે પાંચ પંદર દિવસ તો જાણે તેની અસ્તક્ષણનું છેલ્લું કિરણ પણ ધગધગતા ખીલાની માફક મસ્તકમાં ડામ દે છે અથવા જળોની માફક લોહીનું છેલ્લું ટીપું પણ ચુસી લેતું હોય એમ લાગે છે-આવો ઉગ્ર શત્રુ આખરે જ્યારે આકાશને છોડી જાય છે અને લગભગ મૂર્છિત જગત પર નિશાનું કોમલ નીલતેજ આકાશ જમ્મો રૂઝવતું, શાંતિ પ્રસરાવતું પથરાય છે ત્યારે ચંદ્રનું લાવણ્ય અનહદ ખીલી રહે છે; અને ત્યારેજ માંદા માણસની પથારી આગળ

* જે સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથનો આ અનુવાદ માત્ર છે, તેના કર્તાએ.

ઉપચારિકાની માફક આત્મામાં કંઇ સરતું હોય, કંઇ અગમ્ય, અગોચર, અને દિવ્ય, નારી રૂપે પ્રવેશતું હોય તેમ લાગે છે. આ અનિર્વચનીય આસ્માનના ઘુમ્મટ પરથી નીલલોહિત કેશકલાપમાં તારક પુષ્પો સાથે પસાર થતી ફીકી અને છાયામિશ્રિત હોલ્ડા કે પૂજ્ય કુમારી મેરી કે ગગનમંડળમાં ચંદ્રને પોતાના પગ તળે રાખી પ્રચંડ રૂપે વિસ્તરતી શૃંગધારિણી આઇસીસ, એમ જુદા જુદા યુગોમાં જુદી જુદી ઉપમાઓ અપાય છે. એ ઉપમાઓ તો, વાંચક કહેશે કેવળ કલ્પના છે; છતાં હું તો કહી શકતો નથી. કંઇક સર્વ સામાન્ય, ચંદ્રપ્રકાશિતા પ્રાચ્ય રાત્રિ અને અગમ્ય, સાંત્વનશીલ સર્વસમાન આકર્ષણ,–પુરુષ, સદાદુઃખી પુરુષ પર પ્રસરાવતી નારી અને તેની દિવ્ય કાંતિ એ બે વચ્ચે કંઇક સામ્ય પ્રાચીન પ્રજાઓ જરૂર અનુભવતી હતી. તેની (નારીની) પુરુષ માટેની સહાનુભૂતિ દૂર કરો અને પુરુષનું જીવન મધ્યાહ્નના પ્રખર આતાપે તડતડી રહેલી–નિશાની આશાહીણ–તૃષાકુલા પૃથ્વી જેવુંજ બની જાય.

આ વાર્તાને યોગ્ય વિશાળ દૃષ્ટિએ જોવા અંગ્રેજી વાંચકે તેની ચાવી પહેલેથી જાણવી જોઇએ અને તે આ છે. પતિ એ સતિ–પતિ-વ્રતા નારીનો દેવ છે. આજ હિંદુ રીતરીવાજોનું હાર્દ છે, અને તેથીજ પતિપરાયણા સ્ત્રીનો આદર્શ ચન્દ્રશેખરની પત્ની પાર્વતી, ગૌરી છે. શંકર અને પાર્વતી લગ્નગ્રંથીના આદર્શ રૂપ છે. બન્ને એટલા અભિન્ન અને એક છે કે બન્ને એકજ દેહધારી છે એમ મનાય છે. તે દેવ અને તેનું અર્ધું અંગ તે તેની પત્ની. અને કવિઓ એ બેના અભેદની સરખામણી વાણી અને અર્થના અભિન્નયોગ સાથે કરે છે.

દંપતીત્વની મૂર્તિ રૂપે તેમને તેઓ ગણે છે, પવિત્ર અને અભેદ્ય લગ્નગ્રંથિના પ્રતીક રૂપ માને છે. ભારતમાં લગ્ન એ સાટા

કરતાં કંઇ વધારે ગૂઢ અને સાર્થ છે, અને તેથી હજુ સુધી ઉપહાસ્ય બન્યું નથી. ભારતમાં દેવદેવીઓ માત્ર સદ્‌ગુણના જુદાજુદા રૂપરૂપાંતરનાં પૂતળાં કે પડછાયા નથી પણ અખંડ પ્રેમથી, સ્વપ્રિયાને ચહાનારા આત્માઓ છે; અને દંપતીપ્રેમ એ દેવોનો પણ સર્વશ્રેષ્ઠ આનંદ હોવો જોઇએ એમ દેખાડવામાં આવ્યું છે. તેઓ પોતાની પત્નીને ઉત્સંગમાં લઇને ફરે છે અને તેઓનાં જોડાં અભેદ્ય છે. અને બદલામાં તેમની પત્નીઓ પતિપરાયણા બની રહે છે. હિંદુ કહેવત છે કે "કયી સ્ત્રી પરમ અનુકરણીય છે? જે પતિને દેવ તરીકે પૂજે છે તે."

पतिः सतीनाम् परमम् हि दैवतम्।

<u>એફ. ડબલ્યુ. બેઇન.</u>



# જગન્મોહિની

## પ્રાર્થના

ચાર અષ્ટગુણ દેવોને નમસ્કાર ! અષ્ટમૂર્તિ કાળેશ
શંકર; આઠ દિક્પાલો; પાણિનીના અષ્ટાધ્યાય
ગ્રંથના આઠ અધ્યાયઃ અને અષ્ટયુગ્મ
કમળદળનિવાસિની પદ્મા–લક્ષ્મીઃ
નમસ્કાર આ ચતુર્મુખ અષ્ટકલાધર
દેવાધિદેવને !

# આમુખ.

દૂર દૂર, ઉત્તર દિશામાં એક પ્રચંડ પર્વત આવેલો છે. તે એટલો સર્વોપરિ અને અનિર્વચનીય છે કે જગજ્જનની પાર્વતી પણ તેને પિતા કહેવા લાગી; એટલો નિર્મળતાવાન કે માનસસરવાસિ ધવલ રાજહંસો પણ તેને જોતાં પોતાની ગૌણુતાથી શરમાતા; એટલો પ્રચંડ કે ઉદયાસ્ત થતા રવિથી તેની છાયા ગગનમંડળમાં પડતી અને સપ્તર્ષિઓ પોતાની નિત્ય પ્રદક્ષિણામાં ઉદયાસ્ત સમયે અગ્નિશિખા સમા પ્રકાશમાન શિખર તરફ દૃષ્ટિ ફેંકવા ઉંચુ જોતા. અને તેની ઉત્તરે ચરાચર પ્રાણિઓના પ્રભુનું સ્થાન આવેલું છે. એક સાંજે પર્વતની ખીણો અને કંદરાઓમાંથી નીકળતા અંધકાર આગળ દિનકરનો પ્રકાશ ભાગી રહ્યો હતો ત્યારે હિમસુતા પોતાના પતિ સાથે પાસાથી ખેલી રહી રહ્યાં હતાં. રમતાં રમતાં પહેલાં ગજચર્મ અને પછી ખોપરીની માળા તેણે જીતી લીધાં. આખરે તેણે કહ્યું: હવે તમારા માથા પર છે તેની શરતે હું રમીશ. મહેશ્વર તેની ધારણા કળી ગયા પરંતુ તેમણે જવાબ આપ્યો: બહુ સારૂં. તેવોજ દેવીએ પાસો ફેંક્યો અને જીત્યાં. તે હર્ષથી બોલી ઉઠયાં: હા! હું જીતી.

શરત પ્રમાણે આપો. મહેશ્વરે માથામાંથી ચંદ્ર કાઢીને આપ્યો. આ પરથી દેવી ગુસ્સે થઇ બોલી ઉઠયાં: તમે ધૂર્ત છો. આપણે ગંગાની શરત હતી તેને બદલે મને ખાલી ચંદ્ર આપો છો. મને તમારા ચંદ્રની શી જરૂર? ત્યારે દેવે કહ્યું: ઓ સુંદરી, શા માટે ગુસ્સે થાવ છો? આ ચંદ્ર શું હું મારે માથે નથી રાખતો? પરંતુ ઉમા રીસાઇને મોં ફેરવી બેઠાં.

પછી તે મહાચતુર પ્રભુ કેવળ ક્રોધથી ઉદ્‌ભૂત લાવણ્યનો આનંદ લેવા પોતે જાણીને ચીડવેલી સ્વપ્રિયાને સાંત્વન આપતા, મનાવતા કહેવા લાગ્યા: ચાલ, રમત પૂરી થઇ. અને હવે, મને મારો ચંદ્ર પાછો આપી દે; કારણ કે તારે તે બીલકુલ નકામો છે અને પૂર્ણિમાના ચંદ્ર સમા તારા મુખ તેજે તેની કાંતિ હરાઇ જશે. વળી એના વગર મને ચાલે એમ નથી. ત્યારે દેવી બોલ્યાં: કેમ તમને ચાલે એમ નથી? મહેશ્વરે કહ્યું: સાંભળ, ભવ (ભવ એટલે શિવ અને પૃથ્વી) ના મસ્તક પરથી ચંદ્રને લઇ લેવામાં આવે તો વિશ્વનો નાશ થાય. ત્યારે ઉમાએ કહ્યું: તે કેવી રીતે? દેવે જવાબ આપ્યો: સર્વ ઉત્પન્ન વસ્તુઓમાં નવો ચંદ્ર સર્વોત્તમ છે. અને તેથી સ્થિર અને અસ્થિર ચક્રની ધરી સમી સર્વોપરિ સત્તાના ચિહ્ન તરીકે તેને હું માથા પર ધારણ કરૂં છું. કારણ કે સૌંદર્ય એ જગતનું સંચાલક તત્ત્વ છે અને તેના વગર સર્વ તમસ્ અને અંધકારમાં ડુબી જાય. આ સંબંધે એક વાર્તા છે. ત્યારે દેવી કુતુહલે પૂર્ણ બની બોલી ઉઠયાં: મને વાર્તા કહો અને હું તમારો ચંદ્ર પાછો આપીશ, અને તમારી ધૂર્તતાની માફી આપીશ. મહેશ્વરે કહ્યું: બહુ સારૂં. કારણ કે તેમને તો એટ-

હું જ જોઈતું હતું.

પછી ઉમાએ ચંદ્ર પાછો આપ્યો અને તેમણે તેને પીત જટાજુથમાં મૂકયો. પછી એક પ્રપાત તરફ પીઠ કરી ઉત્સંગમાં સ્વપ્રિયાને લઇ તે બેઠા. પોતાની ડોક તેની છાતી પર ઢાળી, વાર્તા સાંભળવા ઉત્સુક બની તે બેઠી.

પરંતુ દેવ વાત શરૂ કરવાની તૈયારી કરતા હતા એટલામાં તેમની નજર પોતાની નીચે આવેલી ટેકરી પર પડી. એક માણુસ મહાશ્રમે તે હિમાચ્છાદિત ટેકરી ચઢવા પ્રયાસ કરી રહ્યો હતો. આવા પ્રખર હિમાચ્છાદિત અરણ્યમાં તે મીઠાના રણુના ઢગલામાં ભૂલી પડેલી કીડી જેવો જણાતો હતો. પ્રભુ ઉમા તરફ ફરી બોલ્યાઃ જો! પેલો માણુસ દેખાય છે. જ્યાં કોઇ પણ માનવીનો પદસંચાર સુદ્ધાં અસંભવિત છે ત્યાં આવીને તે શું કરતો હશે? ઘડીભર થોભી એને જોઇએ તો સારૂં. ત્યારે દેવી એકદમ બોલી ઉઠયાંઃ વળી પાછી મને ઠગવાની પેરવી કરી. વાર્તા નથી સંભળાવવી તેનું બ્હાનું. મહેશ્વરે કહ્યું: ના. તને વાર્તા જરૂર કહીશ અને તેયે વગર વિલંબે. પરંતુ ગરીબ બિચારા પેલા પામર માનવીની શી ઇચ્છા છે તે આપણે પહેલાં તપાસીએ અને તેમણે તે માણસને બૂમ પાડી બોલાવ્યોઃ એ અલ્યા! તું કોણ છે? અને શા સારૂ આ હિમગિરિ ઉપર એકલો ચઢવા મહેનત કરી રહ્યો છે?

પર્વતમાળામાંથી પ્રચંડ ગર્જના સમો પ્રતિશબ્દ કરતો અવાજ સાંભળી હિમ તરફ મુખ નમાવી તે પુરૂષકીટ નીચો પડયો. અને બોલ્યોઃ ઓ મહેશ્વર, વરદાતા, કારણ કે આ તારોજ અવાજ સંભળાય છે અને બીજા કોઈનો નહિ. હું શર-

ણાગત તરીકે તારે આશરે આવ્યો છું અને મારી સઘળી આશા તારામાં છે. સાંભળો, હું પાટલીપુત્રના રાજાના પરિવારમાંનો કથક (વાર્તા કહેનાર) છું; અને રાત્રે સુવા જાય તે પહેલાં કથાથી વિનોદ પમાડી તેમની આંખમાં નિદ્રાની લ્હેર આણવી એ મ્હારી નોકરી છે. આવી રીતે રોજ રાતે વાર્તા કહેતાં ચૌદ વર્ષ વીતી ગયાં. અને ત્યાર પછી આખરે એક રાતે જ્યારે સુવાનો વખત થયો ત્યારે મેં તેને કહ્યું: ઓ મહારાજ, મારૂં ભંડોળ ખાલી થઇ ગયું છે અને કલ્પના શક્તિ ખૂટી ગઈ છે, તેથી હવે હુ વાર્તા કહી શકું એમ નથી. ત્યાર પછી મારા પ્રત્યે રાજા ક્રોધથી અંગાર વર્ષાવતી આંખે જોઇ રહ્યો. તે બોલ્યો: ઓ કુતરા, એમ કેમ બને? તારી કલ્પનાશક્તિની શિથિલતાના કારણે શું મારે નિદ્રા વિના ચલાવવું? તેથી હું ઘુંટણીયે પડી કરગર્યો: મહારાજ, દયા કરો. પરંતુ હવે હું ખાલી થઇ ગયો છું અને મારી કલ્પનાનું ઝરણું બીલકુલ સુકાઈ ગયું છે. ત્યારે તે બોલ્યો: સાંભળ, આજથી તું મારો કથક નથી, તારી જગ્યા બીજો લેશે. અને વળી સાંભળ, જો ત્રણ મહીનામાં તેં આજ સુધીમાં સંભળાવેલી કે બીજા કોઈએ પણ મ્હને સંભળાવેલી કોઈ પણ વાર્તા કરતાં અદ્ભુત અને આશ્ચર્યજનક વાર્તા તું મને નહિ કહે તો હું તારૂં માથું ધડથી જુદું કરી નાંખીશ. પહેલાં તારી નકામી નીવડેલી જીભ કપાવીશ અને તારા આખા કુટુંબને તથા સગા સંબંધીઓને, વર્ષાના પ્રારંભનો પ્રચંડ ઝંઝાવાત વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાંખે તેમ, શોધી શોધી દેશનિકાલ કરીશ. જા, તને આટલી મહેતલ આપવાનીયે દયા કરૂં છું. અને તદ્-

તજ તેણે સઘળાને પકડી મંગાવ્યા અને હાલમાં મારા પુનરાગમનની ખાતરીમાં તેમને રાખ્યા છે. અને બીજો કશો રસ્તો સુઝ ન પડતાં, હું રાત અને દિવસ ભૂખ્યો અને તરસ્યો અથડાતો કુટાતો તારે શરણે આવ્યો છું. તું ભૂત, ભાવિ અને વર્તમાન સઘળું જાણે છે અને હું તારા હાથમાં છું.

ત્યાર પછી મહેશ્વરે પોતાની પ્રિયાને કહ્યુંઃ જો, આપણે ચોલ્યા તે સારૂંજ થયું, અને આ અભાગી કથક બરોબર વખતસર આવી પહોંચ્યો છે. તેથી ભલે આપણી વાર્તા તે સાંભળે. પરંતુ તેથી એનું સારૂં થવાનું કે માઠું તે તો વખતજ કહેશે. ત્યાર પછી ભોળાનાથે કથકને ઉંચકી લઈને પોતાના જટાપ્રદેશમાં મૂક્યો. અને તેમના હસ્તસ્પર્શે કથકના સઘળા થાક અને દુઃખ ક્ષણવારમાં નાબુદ થઇ ગયાં. અને ચંદ્રમૌલિથી વિરાજમાન પ્રચંડ વૃક્ષરાજીથી વિભૂષિત વન જેવા ગુંચવાયલા કેશકલાપની છાયામાં વાર્તા સાંભળતો તે બેઠો.



# વિશ્વ-કમલા

## નાસ્તિક.

### ૧

ઘણા વખત પહેલાં પૃથ્વી, પ્રાણીઓ અને સઘળા દેવો પણ આદિ અવસ્થામાં હતાં ત્યારે કોઇ દેશમાં ત્યાંનો રાજા પોતાના વારસને રાજ્ય સોંપી મરણ પામ્યો. આ વારસ કેવળ અઢાર વર્ષની ઉંમરનો હતો અને તેનું નામ રણજિત હતું. રૂપે રંગે કામદેવ જેવો સ્વરૂપવાન અને વીરતામાં દૈત્યારિ જેવો ઉગ્ર છતાં સ્વભાવે ભલો-ભોળો બીનઅનુભવી, વિશ્વાસુ અને દુનિયાના છળ પ્રપંચથી તે અજ્ઞાત હતો. તોયે પ્રજાનો તે માનીતો હતો. દુનિયાદારીથી બીનઅનુભવી હોવાને લીધે આજુબાજુના સગા સંબંધીઓના દાવપેચનો તે ઝડપથી ભોગ થઇ પડયો અને તેના મામાએ દગાફટકાથી તેને રાજ્યમાંથી હાંકી કાઢી તેનું રાજ્ય પચાવી પાડયું.

આમ રણજિત ભાગી છૂટયો અને રાજા મટી રખડતા રજપુતની માફક કેવળ કમ્મરે લટકતી તલવાર, ભૂખ અને પરાધીનતાના વારસા સાથે રખડતો રખડતો આખરે બાજુના

રાજ્યમાં વેશ બદલી છૂપાઇ રહ્યો. તેનું મગજ ભમી ગયું અને દરેકની સાથે તે વાતવાતમાં ઉછળી પડતો. પહેલાં તો તે પોતાને ગાળો દેવા લાગ્યો. પછી પોતાના મામાને, પછી સગાસંબધીઓને અને છેવટે દેવોને પણ તેણે બાકી ન મૂક્યા. તે બરાડી ઉઠયો:-હે દેવો, આજથી હું તમારો ત્યાગ કરૂં છું. આખી જીંદગી સુધી સદાચારી રહી તમારા પ્રત્યેની ભક્તિને ઉત્તરોત્તર વધારી યજ્ઞયાગાદિથી તમને સંતોષવા છતાંયે બદલામાં તમે મારા પર કશુ ધ્યાન આપ્યું નહિ અને મારી આ હાલત થઇ. તેથી હવે, આજથી હું નાસ્તિક બન્યો છું. અને ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે દેવોને ગાળો દેવા માંડી અને જેમ આવ્યું તેમ બોલવા માંડયું, ત્યાર પછી તેણે કહ્યું: હવેથી તમારામાંથી કોઇની પૂજા ભક્તિ નહિ કરૂં. ત્રણે લોકમાં રાજ્ય ભોગવી રહેતી શ્રી, કાન્તિ અને ભાગ્યની તે એકલી મહાદેવીનેજ હું પૂજીશ. અને ત્યાં ને ત્યાંજ તે દેવીની ભક્તિથી રસબસ બની બોલી ઉઠયો: ઓ ક્ષીરસાગર કન્યકા, ઓ પદ્મા, ઓ કમલા, ઓ શ્રી, ઓ લક્ષ્મી, ઓ સુરસુંદરી, ઓ મહાદેવી, આ તારા અભાગી સેવક પર કૃપા કર. ચંચળતાનું સત્ત્વ અને આત્મા તું છે, તું જલ તરંગ, પરપોટા, વિદ્યુલ્લતાનો ચમકારો, સરિતાની ગતિ અને અગ્નિ શિખા, વળી ક્ષણિક છાયા અને સ્ત્રી કપટ એ સઘળા તત્ત્વોના મિશ્રણ યુકત છે. સુંદર, ચંચળ, જુઠી અને ક્ષણભંગુર તું કશે ઠર્યા વગર તારી મીઠી મરજી મુજબ જ્યાં ફાવે ત્યાં રખડયા કરે છે. તારા તરંગી વિચારો એજ તારો કાયદો. તારો એક ક્ષણનો ધબકારો એક મનુષ્યને ધનપતિ બનાવે

છે ત્યારે બીજાને ભિખારી, એકને રાજા તો બીજાને રંક બનાવે છે. ન તો કંઇ કારણ કે ન કાંઇ ગુણદોષ. તુંજ મારી દેવી, કારણ કે તુંજ સત્ય દેવ છે અને હું તારી ચરણરજ માથે ચઢાવું છું. ઓ તેજ અને લાવણ્યની મૂર્તિમંત સુંદરી, સમુદ્રના ફીણ જેવી શ્વેત, દુર્લલિત, ચચળ અને માયાવી રેતી જેવી સર્વ સત્તાવાન, ભ્રમોત્પાદક, વિલોલ, ક્ષણિક અને વિધ્વંસિની, અને સ્વપ્ન જેવી અધ્રુવ દેવી, તારી સકપટ ઉન્માદકારિ ચક્ષુના રંગને અને તરંગની જેમ ઉંચા નીચા થતા અવયવોને હું પૂજું છું. આજથી હું તારો ભકત અને ગુલામ. તારી મરજીમાં આવે તેવું મારી સાથે વર્તન કર. ઉંચે ચઢાવ કે નીચે પાડ; મારે તો બધું સરખુંજ છે; કારણ કે મારી ભકિત અનન્ય અને સંપૂર્ણ છે. તુંજ મારી દેવી અને તારી ઇચ્છા એજ મારૂં ભાવિ.

આમ ને આમ તે બબડયો જતો હતો એટલીામાં નસીબ સંજોગે કમલાયે સાંભળ્યું. અને તેનાથી અદૃષ્ટ રહી પાસે આવી બધું સાંભળવા લાગી. પોતાના વખાણ સાંભળી તે અત્યાનંદિત બની; વળી પોતે થોડા વખત પહેલાંજ સમુદ્રમાંથી ઉદ્ભવી હોવાથી વખાણ સાંભળેલા નહિ એટલે ત્રાંસી આંખે તેને તે જોઈ રહી. તે જુવાન અને પરમ રૂપવાન તેની નજરે પડતાં તેના પ્રત્યે એકાએક સદ્ભાવ ઉભરાઇ આવ્યો અને તેની તેને દયા આવી. તેનો બડબડાટ બંધ થતાં સ્વશ્લાઘાથી આત્મ સંતુષ્ટ બનેલી વિલાસિનીની જેમ તેના અધરો પર મીઠું સ્મિત ફરકી રહ્યું અને તેના તરફ સંમત દૃષ્ટિએ તે જોઇ રહી. તે બોલી: લાવ, આ સુંદર અને યુવાન રજપુતને ખાતરી

કરી આપું કે બીજા દેવોને છોડી મનેજ વધુ યોગ્યને પૂજ્ય ગણવામાં તે છેતરાયો નથી.

તેજ રાતે તેને કંઈક પણ લાભ આપવા માટે તેણે તેના મગજમાં એક અદ્દભુત વિચાર પ્રેર્યો અને રણજીત સ્વગત બબડવા લાગ્યોઃ હવે હું ભાગ્યદેવીનો ઉપાસક બન્યો છું, અને જુગારી થયો છું. મારે હવે તેની ખાતરી કરવી જોઈએ કે તે મારે સારૂ શું કરે છે. કારણ કે હાથ જોડીને બેસી રહે અને તેને પણ મદદ કરવાની તક ન આપવામાં આવે તો તે પણ કંઇ કરી ન શકે. આમ વિચાર કરી નગરની ગલીએ ગલીએ સાહસિક વૃત્તિથી વિધાતાની કૃપાથી જે અડફ-ટમાં આવે તેને શોધતો તે રખડવા લાગ્યો. આમ ને આમ રાજમહેલ પાસેથી જતાં તેણે ઉંચે જોયું અને મહેલનાં મથાળે આઠ દિશાએ આઠ બારીવાળો ઓરડો જોયો. તે આમ જોતો ઉભો હતો એટલામાં કોઇ નાગરિકે તેને કહ્યુંઃ રજપુત, શું જુએ છે? તને ખબર નથી કે રાજા પોતાનું સૌથી મોટું મોતી જ્યાં મૂકે છે ત્યાં જોવાનીયે મનાઇ છે? ત્યારે રણજીત સ્વગત બબડયોઃ એવું તે કેવું મોતી હશે કે જેને જોવાનીયે મના? આશ્ચર્યમગ્ન બની ત્યાંથી તે ચાલ્યો; અને જતાં જતાં કમલાએ એવો અગ્નિ તેના હૃદયમાં પ્રકટાવ્યો કે પોતાની ઇચ્છા સંતોષવાને તે તલપાપડ બન્યો. આખરે તે બોલ્યોઃ આજ રાતે ગમે તેમ ઉપર ચઢી મારી નજરે તે અદ્દભુત મોતીને જોઇશ.

તેણે ધનુષ્ય, બાણ દોરી અને લાંબુ દોરડું એટલી વસ્તુઓ લીધી. આ બધું લઇ મધરાતે તે મહેલ આગળ

અંધારામાં છૂપાઇ રહ્યો. કારણકે જ્યોત્સ્નાથી મહેલનો ઉપરનો ભાગ પ્રકાશિત થઇ રહ્યો હતો અને તેના પડછાયાર્થ બીજી બાજુએ અંધારૂ કિલ જેવું હતું. રોન ફરતો રક્ષક ત્યાંથી પસાર થયો ત્યાં સુધી તે થોભ્યો; તે જતાં તરતજ રણજીત આગળ વધ્યો. અને છેડે દોરી બાંધેલું બાણ અટ્ટાલિકાના એક ખુણે આવેલા ફરતા ગોખમાં ફેંક્યું. બાણ ગોખની થાંભલીમાંથી પાછું આવ્યું એટલે તેણે દોરીને છેડે દોરડું બાંધી બધી દોરી ખેંચી લીધી, તેથી દોરડાના બન્ને છેડા તેના હાથમાં રહ્યા. પછી વાંનરની માફક સપાટાબંધ બારી આગળ તે જઇ પહોંચ્યો અને દોરડાને ત્યાંજ રહેવા દઇ તે અંદર ઘુસ્યો.

——(:)——



ઓરડામાં પેસતાંજ તે ચિત્રવત્ સ્થિર થઇ ગયો. (પાનું ૧૩)

# લગ્ન.

## ૨

ઓરડામાં પેંસતાજ તે ચિત્રવત્ સ્થિર થઇ ગયો. પોતાનીજ લતાના પાંદડા પર સ્વસ્થ પડેલા માલતી પુષ્પની જેમ રત્નજડિત સુખાસન પર આડી પડી નિદ્રા લેતી યુવતિ તેણે જોઈ. ચંદ્ર કિરણો તેના પ્રત્યેક અવયવો સાથે પ્રેમમાં પડયાં હોય તેમ તેને નવડાવી રહ્યાં હતાં. જગતને જીતી શ્રાન્ત બનતાં ફીકી અને નિશ્ચેન બનેલી સાક્ષાત પ્રેમની મૂર્તિ જેવીજ તે જણાતી હતી. મીંચેલી આંખની પાંપણના પડછાયા સ્મિત કરતા મુખ સુધી પ્રસરી રહ્યાં હતાં. મંદ સમીર ગળું ઢાંકી રહેલા રેશમી વસ્ત્રના છેડાને ઉડાવી કંઠ પ્રદેશ તથા મંદમંદ શ્વાસોચ્છ્વાસથી કંપિત વક્ષઃ સ્થલના માધુર્યને પ્રગટ કરી રહ્યો હતો. એક હાથ તેના માથા નીચે હતો અને બીજો વિકસિત પુષ્પની જેમ શય્યાની કિનારી પર વેણુનાલની જેમ પડયો હતો.

પ્રેમબાણથી વિદ્ધ લક્ષ્યની જેમ અવાક્ બની રણજીત ઉભો હતો એટલામાં તે જાગી. કારણ કે કમલાએ તેના સ્વપ્ન પ્રદેશમાં પ્રવેશ કરી એક ચિત્ર બતાવી કહ્યું: ઉઠ, તારે

સારૂ કામદેવથીયે વધુ સ્વરૂપવાન પતિ હું લાવી છું. અને આંખ ઉઘાડીને જોતાંજ તેને તેણે ઉભેલો જોયો. તત્ક્ષણજ તે ઉભી થઇ ગઇ અને આશ્ચર્યમગ્ન બની તેને નિહાળી રહી. કારણકે સ્વપ્નચિત્ર પ્રમાણે તે એટલો યથાસ્થિત હતો કે પહેલાં તો તેને પોતાની ચક્ષુઓનો વિશ્વાસ ન આવ્યો, અને શંકા થવા લાગી કે પોતે જાગે છે કે હજુ નિદ્રામાં સ્વપ્નજ જોઇ રહી છે. થોડોક વખત રહી તે બોલી: શું તમે સત્ય છો કે સ્વપ્ન વસ્તુ? તેણે કહ્યું: ઓ સુપ્ત સુંદરી, હું સત્ય છું: પરતુ એમ ઇચ્છું છુ કે એમ ન હોત તો વધારે સારૂં; કારણકે તારા સ્વપ્નપ્રદેશની વસ્તુ બનવાને મારી જીંદગીનો તૃણવત્ ભોગ આપવા હું સહર્ષ તૈયાર છું. ત્યારપછી સુંદરીએ પૂછયુંઃ તમે કોણ છો અને જ્યાં પરિચારિકાઓ અને સેવિકાઓ કે પંખી ગણો સિવાય કોઇપણ પ્રવેશી શકે નહિ ત્યાં કેવી રીતે ચઢી આવ્યા? ત્યારે તેણે કહ્યું: ઓ જાગૃત સુંદરી, હું અવન્તિ દેશનો રાજા રણજીત છું. સંબંધીઓએ મને રાજ્યમાંથી હાંકી કાઢયો છે, પણ મને તેની પરવા નથી કારણકે એમ ન બન્યું હોત તો તને જોવા હું કયાંથી ભાગ્યશાળી થાત?

પરંતુ તેનું નામ સાંભળતાં તે ઝબકી અને તેને પોતાના કાનનો અવિશ્વાસ આવ્યો. તે બોલી: મને તમારૂં નામ ફરી કહો. તેણે તેમ કર્યું, ત્યારે સુંદરી બોલી: ખરેખર હું સ્વપ્નમાં ક હોઉં એમ મને લાગે છે. અથવા તો કોઇ દેવ તમને અહિંઆ લઇ આવ્યો છે? મને તમારી કથા પહેલેથી કહો. રણજીતે તેમ કર્યું. તે બોલતો હતો તેટલીવાર અનિમેષ નયને સુંદરી તેને નિરખી રહી. કારણકે કમલાએ તેને

રણુજીતના સૌંદર્યથી ભ્રમિત બનાવી અને તે રાજાના કંઠમાં અપૂર્વ માધુર્ય પૂર્યું.

વાત પુરી થતાં સુંદરીએ કહ્યુંઃ ઓ રાજપુત્ર, નિઃશંક કોઇ દેવજ તમને અહિંઆ લાવ્યો છે, કારણ કે તમે જે કહો છો તે પરથી તમે પણ ન સમજી શકો એવો ભેદ છુપાયલો છે અને તે આપોઆપ બની શકેજ નહિ. પરંતુ હવે સાંભળો. મારે તમને એક વાત કહેવાની છે. જુઓ, અહિઆનો રાજા મારો પિતા મને પડોશના રાજા સાથે રાજનૈતિક સંબંધ સારૂ પરણાવવા ઈચ્છે છે પણ તે રાજાની રાણી થવા કરતાં નીચે પડતું મૂકવું વધારે સારૂં એવો મેં વિચાર કર્યો હતો કારણ કે ચિત્રમાંયે તેનું રાચું જોતાં મને સુગ આવે. તમે જાણે મારો છુટકારોજ કરવા આવ્યા હો એમ લાગે છે. તમે ગરીબ અને રાજ્યહીણ છો અને કદાચ તમારૂં રાજ તમને પાછું પણ ન મળે; પરંતુ તમારી અને મારી જાતિ સરખી છે અને બ્રહ્માએ તમારો બહારનો દેખાવ આડંબરરૂપ ન બનાવ્યો હોય તો આપણે ગુણ અને રૂપમાં પણ સરખા છીએ તમે મને પત્ની તરીકે સ્વીકારશો ? કારણ કે તમને મારા પતિ તરીકે સ્વીકારવા હું રાજી છું. જે દોરડે તમે ઉપર આવ્યા તેના વડે મને નીચે લઈ જશો? હું મારી પોતાની ઇચ્છાથી તમને પતિ તરીકે સ્વીકારૂં છું અને તમારા દુઃખ અને શોકમાં ભાગ લઈ તેને આશીર્વાદ રૂપે પરિણમાવીશ. એટલાજ સોગંદ લ્યો કે હું તારી સાથે એકનિષ્ઠાથી વર્તીશ અને બીજા અર્ધા અંગની જેમ તારા દુઃખ અને આનંદમાં આ ભવ અને પરભવનો ભાગીથઇશ તો હું એક અનામત તરીકે તમારા કબજામાં આવવા રાજી છું.

અને કદાચ તમારા સઘળા દુર્ભાગ્યને સૌભાગ્યમાં પણ ફેરવી નાખું, અને એમ નહિં બને તો તેને સંતોષથી સહન કરવામાં મદદગાર તો જરૂર થઇશ. બોલો, ત્યારે છે સોદો કબુલ? જવાબ આપતાં પહેલાં વિચાર કરજો. કારણ કે તમારા આત્માર્પણથી જરાયે ઓછે હું તમારી થાઉં એમ નથી.

આટલું બોલી ચપલતા કે ભયરહિત નયને તે તેને એકીટશે જોઇ રહી. પ્રફુલ્લ હૃદયે રણજીત તેને જોઇ રહ્યો, તે તેના સૌંદર્યજ નહિ પરંતુ આત્મબળ પર પણ મુગ્ધ થયો, આનન્દાવેશમાં તે ખડખડાટ હસી પડયો અને બોલ્યોઃ સાંભળો, ઓ દશે દિશાના દિક્પાલો! ઓ સુંદરી, તારૂં સૌંદર્ય અવર્ણનીય છે અને તે યે તારી શ્રેષ્ઠતાના અંશ સમાન છે. ખરેખર, મારા કરતાં વધારે સારાને તું લાયક છે, છતાં મારી પત્ની થવાનીજ તારી ઇચ્છા હોય તો હું આ ભવમાં અને પરભવમાં તારો પતિ અને રક્ષણહાર થઇશ અને તું માનવ રૂપે મારી દેવી થશે. જ્યારે તને મિષ્ટાન્ન અને રત્નાલંકારો જોઇશે ત્યારે મારે ફક્ત સાદો ખોરાક અને અંગ ઢાંકવા સાદું વસ્ત્ર બસ થશે. તે ઘુંટણીયે પડયો અને તેના હાથનો સ્પર્શ કરી ફરી ઉભો થયો. વ્હાલભર્યાં નયને સુંદરી તેને જોઇ રહી અને બોલીઃ તમારા જેવોજ પતિ પ્રાપ્ત કરવાની મને રાત દિવસ ઇચ્છા થયાં કરતી અને હવે જણાય છે કે મારૂં સ્વપ્ન સાચું હતું. હવેથી હું તમારી પત્ની અને દાસી છું.

ત્યાર પછી તે બોલ્યોઃ પ્રિયતમે, પકડાઈ જઇએ તે પહેલા આપણે અહિંઆથી ભાગી છુટવું જોઈએ અને તે યે ઝડપથી. જો કે વશપત્ર જેટલી તું હલકી છતાં કામ જોખમ

ભર્યું છે. આટલું સાહસ ખેડવાની હિંમત છે? ત્યારે તે બોલી: એમાં બીવાનું છે શું? કારણ કે પડશું તો સાથે પડશું અને સાથેજ મૃત્યુ પામશું. પરંતુ ગભરાશો નહિ, હું તમારી ડોકે વળગી રહીશ. રણજીત હસી પડયો અને બોલ્યો: નહિ, મારા મોતીને તેના સુકોમળ અને પાતળા હાથના બળ પર છોડવાનું જોખમ હું નહિ ખેડું તેણે શય્યા પરથી રેશમી ચાદર લીધી અને દોરડાની માફક વળ ચઢાવ્યા. બરોબર રીતે તે તેની કમ્મરે બાંધી. પછી મજબુતાઇથી તેને પોતાની કમ્મરે બાંધ્યું. બારી આગળ જઇ જોયું તો પહેરેગીર બીજી રોન મારી જતો હતો. તે દેખાતો બંધ થયો એટલે બોલ્યો: આ તક છે. પરંતુ સુંદરીએ કહ્યું: સબુર: મારી પાસેનો બધો દરદાગીનો લઇ લેવા દો; કારણ કે હમણાં તમારી પાસે કશુ નથી. અને તેણે લુગડાંની ગાંસડી બનાવી તેમાં સઘળા દાગીના મૂકયા અને રસ્તામાં ફેંકી. ત્યાર પછી રણજીતે કહ્યું: તને બીક લાગે છે? સુંદરીએ જવાબ આપ્યો: મને તમારી બીક લાગે છે. તેણે કહ્યું: આંખ મીંચી દે અને મારી ગરદનની આસપાસ હાથ ભીડાવી રાખ. સુંદરીએ તેમ કર્યું. ત્યાર પછી રણજીતે દોરડું પોતાના પગની આજુબાજુ લપટાવ્યું અને મોતના પંજાની જેમ મજબુતાઇથી પકડી ધીમે ધીમે તે નીચે ઉતર્યો. આવી રીતે નીચે ઉતરતાં પ્રસ્વેદના બુદબુદો તેના કપાલ પર બાઝયાં.

જમીનને અડકતાજ સુંદરીએ કહ્યું: તમે જેવા બહાદુર છો તેવા ખેળવાન પણ છો અને દેવેજ મને યોગ્ય માણસ મોકલી આપ્યો છે. પરંતુ રણજીતે તેને પોતાની બાથમાં લીધી અને ચુંબન કર્યું. તે બોલ્યો: હવે મને ચુંબન કરવા દે, કારણ કે

આપણે મૃત્યુ સન્મુખ જવા સાથે નીકળ્યા છીએ અને મેં તને મારી સખી બનાવી છે. તેણે ગાંસડી તથા સુંદરીને ઉંચકી લીધાં અને જગતને તૃણવત ગણતો ઝડપથી ચાલી નીકળ્યો: તેણે તેને કહ્યું: આપણે કયાં જઇશું? નગરમાં તો આપણને શોધી કાઢશે? સુંદરીએ જવાબ આપ્યો: આ નગરની પાસેજ એક બીજું નગર છે પણ તે ઉજ્જડ અને વેરાન પડ્યું છે અને તેમાં પોપટ તથા વાંદરાઓજ રહે છે. ચાલો આપણે ત્યાં જઇએ અને પછી શું કરવું તેનો વિચાર કરશું. હું તમને રસ્તો દેખાડીશ.

તેણે તે પ્રમાણે ઉજ્જડ નગર તરફ ચાલવા માંડયું. સુંદરીને ઉંચકી લઇ જવામાં રણજીતને એટલો આનંદ પડતો હતો કે આખે રસ્તે તેને એકવાર પણ જમીન પર ઉતરવા દીધી નહિ. આખરે ત્યાં પહોંચતા તેને એક વાડા આગળ ઉતારીને તે અંદર ગયો. તે વાડો ઘાસથી ભરેલો પણ ખાલી હતો. તેણે કહ્યું: અરેરે! રાજમહેલમાંથી ઉઠાવી લાવી તને અગલીચ ખંડિયેરમાં હું લઇ આવ્યો. તે બોલી: જ્યાં પતિ, ત્યાંજ સ્ત્રીનું સ્વર્ગ. તેણે ફરી કહ્યું: હાય! પણ હું એ દેશનિકાલ થયેલો રખડતો છું અને તને, તારા ઘરબાર અને સગાવ્હાલાથી વિખુટી પાડી ઉઠાવી લાવ્યો છું. સુંદરીએ જવાબ આપ્યો: શું સ્ત્રી તેના પતિને આશરે નથી? અને પતિ તેનો પાલણહાર અને રક્ષણહાર નથી? જેણે પતિના હૃદયમાં સ્થાન મેળવ્યું છે તેવી સ્ત્રીને બીજાં ઘરબારની શી પરવા છે? તેણે પોતાનો ડાબો હાથ રણજીતની કમ્મરે વીંટાળી જમણા હાથે તેનો ડાબો હાથ પકડી ચુંબન કર્યું. રણજીતે પુછયું:

તારૂં નામ શું ? તે બોલી: મને વનવલ્લરી કહે છે. તે બોલ્યો: તારૂં નામ બરોબર છે અને હું તારૂં જીવનવૃક્ષ બનીશ. ચાલ, આ ખાલી પડેલા મહેલમાંથી નવોઢાને યોગ્ય આવાસ શોધી કાઢવા દે. અને તારે સારૂ હું આ ઘાસની લગ્ન-શય્યા બનાવીશ, કારણ કે આજે આપણા લગ્નોત્સવની રાત્રિ છે; અને જો પેલો ધ્રુવનો તારો તેની શાખ પુરી રહ્યો છે.



# કમલા.

૩

પરંતુ એટલામાં તો શું બન્યું તેની દેવોને ખબર પડી ગઈ. નિરાશ બની રણજીતે દીધેલી ગાળો તેમણે સાંભળી હતી. પરંતુ કમલાની સહાયથી એ વનવલ્લરી પ્રાપ્ત કરી શક્યો એમ તેમણે જોયું ત્યારે તેઓ દેવી અને રણજીત બન્ને પર સાથે ગુસ્સે થયા. શું કરવું તેનો નિશ્ચય કરવા તેઓ સઘળા ઇન્દ્ર સભામાં ભેગા મળ્યા. પરંતુ હું (શંકર) ત્યાં નહોતો, કારણ કે રણજીત તરફ મારે જરાયે દ્વેષ જેવું નહોતું. તેની જુવાની અને બબડાટ ઉત્પન્ન કરનારી સ્થિતિથી હું માહિતગાર હતો એટલે મેં તેને ઝાઝું વજન આપ્યું નહિ. અને નારાયણ પણ નહોતા, કારણ કે પોતાની અર્ધાંગનાના ભારોભાર વખાણ સાંભળી તેઓ તો રણજીત પર ગુસ્સે થવાને બદલે રાજી થયા હતા. ભેગા મળી દેવો એક બીજાને ગુસ્સાપૂર્વક કહેવા લાગ્યાઃ જાણે આપણે આપણા પૂજકોના ગુલામ હોઇએ તેમ મદદ ન કરી તેથી એક પામર મનુષ્ય આપણને ઉદ્ધતાઇ પૂર્વક ભારોભાર ગાળોથી વધાવે તે ખરેખર અસહ્ય અને શરમ ઉપજાવનારૂં ગણાય. વળી અધુરામાં પૂરૂં તો અહિંઆ

કમલાએ આ શઠને ત્રિલોકલલના સુંદરી તેની પત્ની તરીકે આપી ઉલટો નવાજ્યો છે. એટલે તેના આવા અયોગ્ય વર્તનની શિક્ષા થવાને બદલે તેને દેખીતું ઇનામ મળ્યું છે. અને આ પ્રમાણે ચાલુ રહે તો આપણું તો આવીજ બન્યું, અને વિશ્વની સ્થાપિત પ્રણાલિકા ઉંધી વળી જવાની. કારણ કે સર્વ કંઇ યજ્ઞયાગ, ભક્તિ અને પૂજા પર અવલંબેલું છે. મનુષ્યો એ વગરજ આપણી કૃપા મેળવી શકે તો આપણી આરાધના કરવાની તસ્દીયે કોણ લે ? એટલે આ માનવીનું વર્તન તો અયોગ્ય છે છતાં કમલાનું વર્તન ખરેખર અયોગ્ય છે. કારણ શઠની શ્લાઘાજાળમાં સપડાઇ તેનો પક્ષ લઇ તે દેવોની વિરૂદ્ધ જઇ બેઠી છે.

કમલા તો તેમની સામું તિરસ્કાર ભરી નજરે જોતી મંદ મંદ હસતી બેઠી હતી. તે બોલીઃ તમારે કરવું જોઇએ તે તમે ન કર્યું એટલે મારા પૂજકની ભક્તિ શ્લાઘાથી પ્રસન્ન થઇ, મેં એને નવાજ્યો, તેમાં ઠપકાપાત્ર કાર્ય કર્યું નથી. આપણે એમના પર ધ્યાન નહિ આપીએ તો આ માનવીઓ આપણને ત્યાગીને હસશે. અને પછી યોગ્ય આરાધના વગર આપણો પણ નાશ થશે. તેથી હું નહિ પણ ઉલટા તમે તેને રખડતો મૂકવા સારૂ દોષપાત્ર છો. વળી બધા કરતાં મારામાં શક્તિ અને દૈવત વધારે છે એમ સ્વીકાર્યું તેમાં તેણે ખોટું શું કહ્યું ? એ તો જાણીતી વાત છે.

પરંતુ તેના આ શબ્દો સાંભળી દેવો ગુસ્સાથી રાતા પીળા બની બરાડી ઉઠયાઃ ધિક્ ! ધિક્ ! તેમણે કમલાને તેની ભૂલ બતાવવાનો અને તેના આશ્રિતને શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો.

અને તેમણે નક્કી કર્યું કે ઇન્દ્રે પૃથ્વી પર જવું અને પેલાને શોધી કાઢી દાખલો બેસાડવો. પરંતુ ચતુર કમલા સ્વગત બબડીઃ હવે આ મૂર્ખ દેવોને અને ખાસ કરીને ઇન્દ્રને હું બતાવી આપીશ કે શ્રી અને કાન્તિ બન્ને શત્રુઓ એ દેવોને પણ ભારે પડે એમ છે. અને ઢાંગ કરી મધુર સ્મિત ફરકાવતી તે બોલીઃ કંઇ ગુન્હો થાય તેને તો તેનો બદલો ગુન્હેગારજ વાળે. ઇન્દ્રને ભલે જવા દો: પરતુ હું પોતે પણ તે પાપીનો તથા તેની સ્રીનો પત્તો રાજાને બતાવી તેને શિક્ષા કરીશ અને મારી ભૂલ સુધારીશ.

દેવો આથી ખુશખુશ થઇ ગયા અને આ દાંભિક વાક્જાળથી ભૂલાવામાં પડયા. તેઓ બોલ્યાઃ એક તો જુવાન અને વળી સ્રી. એટલે પેલા શઠના સૌંદર્યથી અને શ્લાઘાથી એ છેતરાઇ ગઇ, પરંતુ હવે એનું સમુદ્ર જેવું અસ્થિર મગજ ફેરવાઇ ગયું છે તેથી આપણે એના પર ગુસ્સે થવાની જરૂર નથી.



# દેવ અને માનવી.

૪

દેવીની કૃપાથી ઘાસનું બિછાનું તેમને અમૃતથીયે મધુર અને રાજહંસોના પિંછાઓથીયે સુકોમળ નીવડયું. સવારના પહોરમાં તે બન્ને પ્રણયીઓ પ્રફુલ્લિત મને ઉઠયાં. દેવીની પ્રેરણાથી વનવલ્લરીએ પોતાના પતિને કહ્યું: પ્રિયતમ, આ ઘાસ પર આપણે સૂઇ તો શકીયે પણ ઉદર નિર્વાહ તો થોડોજ કરી શકીયે એમ છીએ; માટે તમારે થોડાક વખત સારૂ મારો વિયોગ અનુભવવો પડશે. કબુતરના ઇંડા જેવા મણિરત્ને જડેલી બંગડીઓ આપતાં તેણે તેને કહ્યું: આ લ્યો, નગરમાં જઇ આને વેચી આપણે સારૂ કંઇ ખાવાનું ખરીદી લાવો; સાથે સાથે એક વીણા લેતા આવજો. પણ જો,જો, વાર ન લગાડતા; કારણકે મારી આંખ આગળથી તમે અળગા થાઓ એ મારાથી જરાયે નહિ સહેવાય. પરંતુ કોઇપણ પ્રકારની બીક ન રાખશો, કારણકે મને લઇ આવતા કોઇએ જોઇ નથી. અને એટલીવાર હુ આ ખાલી મહાલયમાં તમારી વાટ જોતી બેસીશ.

ત્યારપછી રણુજીતે કહ્યું: એક ક્ષણ પણ તને બ્હીલી મૂકવા મારો જીવ ચાલતો નથી; આપણે સારૂ ખોરાક શોધ્યા સિવાય તો છૂટકોજ નથી કારણ કે આપણે ગાય બની આ ઘાસ ખાઈ શકીયે તો એમ બને. વળી તને સાથે લઇ જવી એ તો અસંભવિત છે તેથી એનો બીજો કશો ઉપાય નથી. તેણે બંગડીઓ લીધી અને જવા માંડયું. જતાં જતાં તેણે કહ્યું: આ હું પલકારામાં પાછો આવ્યો સમજ.

તેના ગયા બાદ વનવલ્લરી સ્વગત કહેવા લાગી: લાંબી ગેરહાજરી પછી પાછા ફરતા રાજ્યાધિપને આવકારવા શણુગારાયલા નગરની જેમ, ચાલ, હવે હું શણુગાર સજું. અને પોટલીમાંથી સૌથી સરસ વસ્તુઓ કાઢી તેણે બહુ સંભાળપૂર્વક અંબોડો વાળ્યો અને મહાલયના એક ભાગમાં આવેલા જળકુંડમાં સ્નાન કરી તેના નીતર્યાં અને સ્થિર પાણીનો, શણુગાર સજતી વખતે દર્પણ તરીકે ઉપયોગ કર્યો. બધું સંપૂર્ણ થતાં પોતાનું પ્રતિબિંબ પુનઃ પાણીમાં જોયું અ પ્રસન્ન થઇ. સ્વગત તે કહેવા લાગી: ફરી મને જોશે ત્યારે જરૂર રાજી થશે અને હું તેના આનંદી વદનકમલને નિ ળી રહીશ. તે જાણતી નહોતી કે તેના ધણીને નહિ પણ બીજા , મંત્રમુગ્ધ કરવા, કમભાગ્યે તેને શણુગાર સજવા પ્રે રહી હતી. શણુગાર સજી રહ્યા બાદ જળકુંડ પાસે ઉગેલા ચંડ વડના ઝાડની છાયા નીચે રણુજીતના આગમનની મા[illegible] પ્રતિક્ષા કરતી તે બેઠી.

ચતુર કમલાની પ્રેરણાથી રણુજીત દૂર ગયો હતો અને વનવલ્લરી ઝાડ નીચે શણગાર સજી એકલી બેઠી હતી,

તેજ વખતે ઇંદ્ર વૃદ્ધ બ્રાહ્મણના વેશે પૃથ્વી પર ઉતર્યો અને સામેથી આવતો જણાયો. બન્ને પ્રેમીઓએ રાત ક્યાં પસાર કરી હતી તે તે જાણતો હતો. વનવલ્લરીએ તેને આવતો જોયો. સ્વગત તે બોલી. કોઇ વૃદ્ધ બ્રાહ્મણ લાગે છે, ભય જેવું કશું નથી. તે જળકુંડ પાસે શાંત બેસી રહી. વેશધારી બ્રાહ્મણ પાસે આવી પહોંચ્યો. પાસે આવતાં તેણે તેને ઝાડ નીચે શાંત બેઠેલી જોઇ. પોતાનુંજ વજ્ર લાગ્યું હોય તેમ તે તેની સુંદરતાથી સ્તબ્ધ બની ઉભો. તે જાણતો નહોતો કે કમલા પોતાની સુમધુરતા અને લાવણ્ય તેને ચિત્તભ્રમ કરવા આ સુંદરીમાં રેડી રહી હતી; અને એક અમોઘ શસ્ત્ર તરીકે વનવલ્લરીના અપ્રતિમ સૌંદર્યનો તેની સામે ઉપયોગ કરી રહી હતી. કારણકે ગંગોત્રીના જલ પ્રપાતમાંથી ઉદ્દ્ભૂત, અને જ્યોત્સ્નાથી આચ્છાદિત ધૂમસ, ખડકો પરથી વહી જતા જલને કવચિત દેખાડે છે અને કવચિત ઢાંકી દે છે તેવી રીતે તેના સુંદર અંગો શ્વેત સાડીના સળોમાંથી અર્ધ ઢંકાયલા હતાં. હાથે પહેરેલી સોનાની બંગડીઓથી તેના નાનકડા હાથ વધારે નાજુક લાગતા હતા. અને રત્નજડિત પોંચીથી તેની વર્તુલ ભૂજા વધારે ગોળ દેખાતી હતી. ગળામાં મોતીની માળા અને કેશકલાપમાં લીલુંછમ પાનું શોભી રહ્યું હતું. તેને જોતાંજ તેના મગજનું સમતોલપણું અવનવા ભાવે ખળભળવા લાગ્યું. તેની શાંત ચક્ષુનો પ્રત્યેક દૃષ્ટિપાત તેને વજ્રપાત જેવો અસહ્ય લાગતો હતો. તે સ્વગત બબડ્યોઃ અરે, અરે, આ માનવી સ્ત્રી તો મારા દરબારની દરેક અપ્સરાની હાંસી કરે એવી છે. કમલાએ આને જોઇ ત્યારે તો તે ઇર્ષાગ્નિથી

કેમ ન બળી ગઈ એની મને સમજણ પડતી નથી. તે વન-વલ્લરીને કહેવા લાગ્યોઃ હે સુલોચની, હું રણજીતને મળવા આવ્યો છું અને તુંજ તેની પત્ની ને ?

ત્યારે વનવલ્લરી બોલીઃ મહારાજ, આપે આટલું બધું જલદી કેવી રીતે જાણ્યું તે હું કહી શકતી નથી, છતાં હુંજ એમની પત્ની છું એ વાત ખરી. કારણ કે ગઇ કાલ સુધી તો હું કોઇની પત્ની નહિ પણ એક દુઃખી કુમારિકા હતી. ગઈ રાતજ મારી લગ્નની રાત હતી. ત્યારે ઇન્દ્રે કહ્યુંઃ હે કોમલાંગી, દરેક વસ્તુ અવસ્થા અને યોગના સામર્થ્યથી જાણી શકાય છે. અને તું આજનીજ પરણેલી છે એ પારખી કાઢવું મુશ્કેલ નથી. કારણ કે તારા નયન કમળો નવીન સુખા-નુભવે શાંત જણાય છે. અપરિણીત કુમારિકાના નયનોની માફક ક્ષુબ્ધ કે ભયગ્રસ્ત નથી.

વનવલ્લરીએ કહ્યુંઃ બ્રાહ્મણ, જો તમે મારા પતિનેજ . આવ્યા હો તો સાંભળો, તે બહાર ગયા છે; અને હું તેના આગમનની વાટ જોતી બેઠી છું. અને કુલીન સ્ત્રીને પર-પુરૂષ સાથે વાતો કરવી છાજે નહિ; માટે હું તમને પ્રાર્થના કરૂં છું કે હમણાં જાઓ, બીજીવાર આવજો. ત્યારે ઇન્દ્રે કહ્યુંઃ હે ચંદ્રમુખી, વૃદ્ધાવસ્થા એ અસહ્ય સ્થિતિ છે, અનેક દુઃખે ભરપુર છે, તેના ખાસ હકો ન હોય તો તે બીલકુલ અસહ્ય બને. તે હકોમાંનો એક એ છે કે વૃદ્ધ પુરૂષ બીજા સાથે કોઇ પણ પ્રકારની નિંદાના ભય વગર વાતો કરી શકે; કારણ કે જ્યાં અગ્નિજ શાંત પડી ગયો હોય ત્યાં ઇંધનને શાનો ભય ? અને તારા દેખાવ પરથી એટલું તો કહી શકાય .

કેમ ન બળી ગઈ એની મને સમજણ પડતી નથી. તે વન-વલ્લરીને કહેવા લાગ્યો: હે સુલોચની, હું રણજીતને મળવા આવ્યો છું અને તુંજ તેની પત્ની ને ?

ત્યારે વનવલ્લરી બોલી: મહારાજ, આપે આટલું બધું જલદી કેવી રીતે જાણ્યું તે હું કહી શકતી નથી, છતાં હુંજ એમની પત્ની છું એ વાત ખરી. કારણ કે ગઇ કાલ સુધી તો હું કોઇની પત્ની નહિ પણ એક દુ:ખી કુમારિકા હતી. ગઈ રાતજ મારી લગ્નની રાત હતી. ત્યારે ઇન્દ્રે કહ્યું: હે કોમલાંગી, દરેક વસ્તુ અવસ્થા અને યોગના સામર્થ્યથી જાણી શકાય છે. અને તું આજનીજ પરણેલી છે એ પારખી કાઢવું મુશ્કેલ નથી. કારણ કે તારા નયન કમળો નવીન સુખાનુભવે શાંત જણાય છે. અપરિણીત કુમારિકાના નયનોની માફક ક્ષુબ્ધ કે ભયગ્રસ્ત નથી.

વનવલ્લરીએ કહ્યું: બ્રાહ્મણ, જો તમે મારા પતિનેજ મળવા આવ્યા હો તો સાંભળો, તે બહાર ગયા છે; અને હું તેના આગમનની વાટ જોતી બેઠી છું. અને કુલીન સ્ત્રીને પરપુરૂષ સાથે વાતો કરવી છાજે નહિ; માટે હું તમને પ્રાર્થના કરૂં છું કે હમણાં જાઓ, બીજીવાર આવજો. ત્યારે ઇન્દ્રે કહ્યું: હે ચંદ્રમુખી, વૃદ્ધાવસ્થા એ અસહ્ય સ્થિતિ છે, અનેક દુ:ખે ભરપુર છે, તેના ખાસ હકો ન હોય તો તે બીલકુલ અસહ્ય બને. તે હકોમાંનો એક એ છે કે વૃદ્ધ પુરૂષ બીજા સાથે કોઇ પણ પ્રકારની નિંદાના ભય વગર વાતો કરી શકે; કારણ કે જ્યાં અગ્નિજ શાંત પડી ગયો હોય ત્યાં ઇંધનને શાનો ભય ? અને તારા દેખાવ પરથી એટલું તો કહી શકાય

કે કદાચ તારી ઉમ્મર છે તેનાથી બેવડીયે હોય તોએ તારો પિતા થઇ શકું એટલો હું વૃદ્ધ છું. માટે ભાગ્યદેવીની કૃપાથીજ રણજીતને બદલે તારો મેળાપ થયો, એમ હું માનું છું. આ તકનો લાભ લઇ તેની ગેરહાજરીમાં મને પૂછવા દે કે કયા પાપી ચોઘડીયે આવા નાસ્તિકને તેં તારા ધણી તરીકે સ્વીકાર્યો? તને કોણે એવી પ્રેરણા કરી? એ દેવનિંદક હોવાથી તેના પર તેમનો કોપ ઉતરે અને પરિણામે તેનો નામોશીભર્યો અંત એકાએક આવે એ સંભવિત છે. કારણ કે જેને દેવો શિક્ષા કરવાનો નિશ્ચય કરે છે તે ભાગ્યેજ સુખી થાય છે. માટે હજી વખત છે. તેટલામાં પસ્તાવો કરીને તારા પિતાના ભયમા સપડાયલા અને શિક્ષા ભોગવવા સરજાયલા એને તેના નસીબ પર છોડી તેની ગેરહાજરીનો લાભ લેવાની શું આ સુંદર તક નથી?



# અર્ધાંગના

## ૫

તેના શબ્દો સાંભળતાજ વનવલ્લરીને પોતાના પતિનું આ વૃદ્ધ બ્રાહ્મણ તરફથી કાંઈક અનિષ્ટ થવાની શંકા થવા લાગી. તે સ્વગત કહેવા લાગી: અમારા વિષે અત્યારથીજ બધું જાણી જનાર આ કોણ? મને નજરથી ઓળખનાર મારા પિતાનો કોઈ જાસુસ તો નહિ હોય? અથવા તો મારા પતિને ઇજા કરવા કે મારા ,સૌંદર્યનો દુરૂપયોગ કરવા છુપા વેશે કોઇ દેવ તો નહિ હોય? કારણ કે પહેલાં આવું ઘણીવાર બન્યું છે. પછી તે તેને બેપરવાઈથી જોતી બોલી: બ્રાહ્મણ, તુ મારા હિતશત્રુની ગરજ સારે છે; અને જેને સારૂ મેં મારા માતાપિતાને ત્યજ્યા તેને જો હું ત્યજી 'જાઉં' તો ખરેખર મારી કોડીનીયે કિમ્મત નહિ. વળી મને એ પણ સમજણ પડતી નથી કે જો તું દેવ ન હોય તો તને આ બધી વાતની ખબરે શી રીતે પડી? પણ કદાચ તું ખરૂં કહેતો હોય તેમ મારા પતિથી તિરસ્કૃત થયેલો દેવ તુજ હોય તોયે હું તને કહું છું કે મારા પતિએ બીજાની પત્નીને ધર્મથી વિમુખ થવા લલચાવવા પ્રયત્ન કરનારને તિરસ્કાર્યો એ ભલું·

જ કર્યું. શું તું જાણતો નથી કે સતી સ્ત્રીનો દેવ તેનો પતિજ છે? અને તું કહે છે તે પ્રમાણે મારા પતિએ દેવોને ત્યાગ્યા પણ હોય, તોયે શું જે મારો દેવ છે તેને છોડી જવાથી મારી સ્થિતિ જરાયે સુધરે એમ છે?

ત્યારે ઇન્દ્રે કહ્યું: ઓ અભાગી અને પ્રેમઘેલી સુંદરી, હાય! શું નાસ્તિકના આટલા ટુંકા સહવાસમાં તું પણ એટલી બધી બદલાઇ ગઈ કે તેનો પક્ષ ગ્રહણ કરી તું પણ દેવોની સામે થાય છે? સાંભળ, ગુન્હો થયા પછી ગુન્હેગારના કાર્યને ટેકો આપનાર પણ તે ગુન્હામાં ભાગીદાર થાય છે. અને ગુન્હેગારનો બચાવ કરી તુંજ દેવોને અપમાનિત કરી રહી હોય એવું કરે છે.

ત્યારે વનવલ્લરી બોલી: હું મારા પતિ સિવાય બીજા દેવને ઓળખની નથી, અને દિવસને જેમ રાત્રિ અનુસરે તેમ કંઇપણ સવાલ જવાબ કર્યા વગર તેને અનુસરૂ છું. અને ખોટું ખરૂં બાજુ મુકતાંયે એ દરેક સ્ત્રીની ફરજ છે; કારણ કે આદિકાળથી એ સ્ત્રીના ધર્મ તરીકે સસ્થાપિત થયેલી પ્રથા છે અને તેના મૂળ તેના સ્વભાવમાં ઉતરેલા છે. કારણ કે એક વખત એવો હતો કે જ્યારે પુરૂષ કે સ્ત્રી જેવું કશું નહોતું; પરંતુ ખાલી વિશ્વજ હતુ. ત્યારે એક દિવસ બ્રહ્મા નવી વસ્તુ ઉત્પન્ન કરવાનો વિચાર ચલાવી રહ્યા હતા. તેવામાં તે સ્વગત બોલ્યા: મેં આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તેમાં કશુ ખુટતું હોય એમ લાગે છે. પોતાની અદ્‌ભુત સુંદરતા અને અપૂર્વતા પ્રત્યે તે ચેતનહીન જેવી છે. તેટલા માટે તેણે પુરૂષને સરજ્યો અને તત્ક્ષણ પુરૂષના ચિત્ત રૂપી દર્પણમાં

ચિત્રની જેમ સૃષ્ટિ પ્રતિબિંબિત થતાં તે એક અદ્દભુત અને સૌંદર્યપૂર્ણ વસ્તુ બની ગઇ. ત્યાર બાદ તે પુરૂષ કુસુમો, વૃક્ષો અને પ્રાણીઓને સાશ્ચર્ય જોતો જોતો એકલો જગતમાં ભમવા લાગ્યો અને આખરે એક નાનકડા જળાશય આગળ આવી ચઢયો. તેણે અંદર જોયું તો પોતાની પ્રતિકૃતિ દેખાઇ. અત્યંત અજાયબીથી તે બોલી ઉઠયોઃ આ તો સર્વ પ્રાણીમાં અપ્રતિમ સુંદર છે. તે તેને મેળવવા આખું જગત એક નાકેથી બીજા નાકા સુધી ઢુંઢી વળ્યો. તેને ખબર નહોતી કે પોતે પોતાનેજ શોધી રહ્યા છે. પરંતુ સઘળા પ્રયત્નો છતાં તે તેને જળાશયની સપાટી પર દેખતો એટલુંજ. આથી તે ઘણો શોકમગ્ન બન્યો અને બીજા કશાની દરકાર કરવી મૂકી દીધી. બ્રહ્મા આ જોઈ સ્વગત કહેવા લાગ્યાઃ હા! મારી કૃતિની અપૂર્વ સુંદરતાથી કુદરતી ઉભી થનાર આ મુશ્કેલીનો તો મને ખ્યાલે ન રહ્યો. પણ હવે શું કરવું? કારણ કે મારી સૃષ્ટિનું દર્પણ થવા સરજેલો આ પુરૂષ પોતાનીજ સુંદરતાની પ્રતિકૃતિમાં સપડાયો છે. માટે કોઇ પણ રીતે આ ભૂલ મારે સુધારવી જોઇએ. પરંતુ હું બીજો પુરુષ તો સર્જી ન શકું; કારણ કે તેઓ વિશ્વચક્રના બે મધ્ય બિંદુઓ બનશે. વળી પ્રકૃતિના ક્ષેત્રમાંયે કશું ઉમેરી શકું એમ નથી, કારણ કે તે સંપૂર્ણ છે. માટે કોઇ ત્રીજી વસ્તુની ખાસ જરૂર છેઃ તે સાચી નહિ, કારણ કે તેનાથી વિશ્વનું ત્રાજવું અસ્થિર થઈ જશે; ખોટીયે નહિં, કારણ કે તેથી કંઇ અર્થ સરશે નહિઃ પરંતુ સત્ અસત્‌ની સીમા પર સમતોલ રહે તેવી. તેમણે જળાશયોની સપાટી પરના સઘળા પ્રતિબિંબો ભેગા કરી તેની માયા-સ્ત્રી

બનાવી. પણ ઉત્પન્ન થતાંજ તે રડવા લાગી. અને કહેવા લાગીઃ હાય! હાય! હું છું, અને હું નથી. ત્યારે બ્રહ્માએ કહ્યું: ઓ મૂર્ખ મધ્યવર્તી પ્રાણી, તું કેવળ એકલી હશે ત્યારેજ તારૂં અસ્તિત્વ નહિ રહે પરંતુ તું પુરુષ સાથે સંલગ્નત થશે ત્યારે તેના પદાર્થ સાથે સહભાગી થતાં તારૂં અસ્તિત્વ કાયમ રહેશે. અને આવી રીતે, ઓ બ્રાહ્મણ, પતિથી ભિન્ન થતાં સ્ત્રીનું અસ્તિત્વજ નથી, કેવળ વસ્તુ વિનાનો પડછાયોજ. માયા દર્પણ ઉપર પ્રતિબિંબિત થતી પોતાનીજ (પુરુષની) પ્રતિકૃતિ સિવાય તે કશુયે નથી.

———o———

## વનપુષ્પો

### ૬

ત્યારે ઈન્દ્રે કહ્યું: કૃશોદરી, તું પત્નીઓની સામાન્ય ફરજો વિષે ઠીક કહે છે; છતાં તેં જેને પતિ તરીકે પસંદ કર્યો છે તેવા પ્રત્યેના તારા મોહના સમર્થનમાં આ બંધ બેસતું નથી. તેં વિશુદ્ધ કૌમાર્ય રૂપી પુષ્પને એક અયોગ્ય વેદી પર હોમી દીધું છે, અને રાણીપદ પરથી ભ્રષ્ટ થઈને રખડતા ભીખારીની સ્ત્રી થવાનું પસંદ કર્યું છે.

ત્યારે વનવલ્લરીએ કહ્યું: ઓ બ્રાહ્મણ, વહેલા કે મોડા, દરેક પુષ્પે કરમાવાનું તો છેજ, કારણ કે તેજ તેનો નિશ્ચિત અંત છે. ભલે પછી તે મહેલમાં રાણીના મસ્તકે વિરાજતું હોય કે એકલું જંગલના ગૂઢ ઉંડાણમાં હોય, આખરે તે કરમાવાનું તો ખરૂંજ. અને કોણ એમ કહેશે કે જંગલમાં કરમાઇ ગયું તેના કરતાં તે રાણીના અંબોડામાં આભૂષણ તરીકે કરમાયું હોત તો ઠીક? માટે કદાચ મેં રાજપદ ત્યાગી મારા પતિ સાથે એકાંત અને વનવાસ અંગીકાર કર્યો, તો તેમાં એવું તે મેં શું ગુમાવ્યું કે તેનો

પસ્તાવો કરવાનો હોય ? શું તમને મારી બાબતમાં નક્કી ખાતરી છે કે વનના પુષ્પની જેમ એકલી જગલમાં વસી કરમાઇ જાઉં તેમાં લાભ નહિ પણ ગેરલાભ છે ? કારણ કે એક વખત એક રાજાને તેની સ્ત્રીએ દગો દીધો હતો. આથી સર્પ જેમ કાંચળી તજી દે તેમ રાજપાટ છોડી, સર્વ વસ્તુને તૃણવત્ ગણી તે સંસારથી વિરક્ત થયો. ગંગાતીરે ન જતાં તે દક્ષિણારણ્યમાં ગયો. તે વિચારવા લાગ્યોઃ હું એવી જગ્યાએ જાઉં કે જ્યાં માનવીનો ચહેરો કે અવાજ કદિયે ન દેખાય કે સંભળાય; એવું વિચારી તે દિન પરદિન તે ભયંકર અરણ્યના ગહન પ્રદેશમાં આગળ વધતોજ ગયો. આખરે પ્રચંડ વૃક્ષોની વચ્ચે પોતે અને પોતાના પડછાયા સિવાય કશું નહોતું દેખાતું તેવા સ્થળે તે આવી પહોંચ્યો. આગળ જતાં તે વૃક્ષોનો સહસા છેડો આવ્યો. અને તેણે જોયું તો પોતે એક મોટી નદીના તીરે ઉભો હતો અને તેણે નજર પહોંચી ત્યાંસુધી જોયું તો તેનું જળ આજુ-બાજુના પ્રદેશ પર નીલાભાસ પ્રસરાવી રહેલા અગણિત નીલોત્પલોના સમુહે આચ્છાદિત બનેલું હતું. દરેક કમળ પોતાનેજ પ્રિયતમા સમજે માટે ગોપીઓમાં કૃષ્ણની જેમ સહસ્ર દેહ ધારણ કરી સૂર્યનારાયણ પૃથ્વી પર ઉતર્યા ન હોય તેમ દરેક કમળ પુષ્પ પર પ્રણયીની માફક એકએક સોનેરી માખી ગણગણી રહી હતી. રાજા આ નીલોત્પલથી આચ્છાદિત અને સોનેરી માખીઓથી ગુંજી રહેલી નદીનું દૃશ્ય જોઈ આશ્ચર્યમૂઢ બન્યો અને મરણ પર્યંત ત્યાંજ રહ્યો. આ સુંદર પુષ્પો લાખ્ખો રાણીઓના કેશકલાપમાં કરમાઇ જવાને ભેગા

કર્યાં હોત તેના કરતાં બ્રહ્માએ અદૃષ્ટ રીતે જંગલમાંજ ખીલી કરમાઇ જવા સર્જ્યાં એજ તેમને માટે સારૂં હતું. સારાંશમાં એજ કે જ્યાં મારા પતિ છે ત્યાં કશું સુનું નથી, કારણ કે મારે કોઇના પણ સહવાસની જરૂર હોય તો તેમનાજ.



## ગતજન્મના સંસ્કાર.

૭

ત્યારે ઇન્દ્રે કહ્યું, ઓ શ્યામકેશી, જન્મથીજ તારા ધણીને ઓળખતી હોય તેમ તું તેની વાત કરી રહી છે, પણ ખરૂં જોતાં તારી આખી જીંદગીમાં તેને ગઇ રાતેજ તેં પહેલી વાર જોયો. અને તું કેવી રીતે કહી શકે કે તે તારા આત્માને હંમેશા સંતોષશે, અથવા તો તારાથી કંટાળી તને રખડતી નહિ મૂકી દે? કારણ કે તમો એક બીજા સાથે નસીબ સંજોગે ભેગા થયેલા અજાણ્યા મનુષ્ય જેવા છો.

ત્યારે વનવલ્લરી બોલી: બ્રાહ્મણ, મને છેતરવાનેજ તું આવી રીતે બોલી રહ્યો છે, અથવા તો જગતના સત્વ વિષેનું તારૂં જ્ઞાન બહુ ઓછું છે. સાંભળ, જો સ્ત્રી કેવળ પોતાના પતિ થવા સરજાયલા પુરુષને જોવાચે ભાગ્યશાળી નીવડે તો વિચક્ષણ બુદ્ધિથી તે તત્ક્ષણુજ તેને ઓળખી કાઢે છે; કારણ કે એ બધાનો આધાર કેવળ આ ભવના ઉપરચોટીયા કે છાછરા અનુભવો પર નથી પરતું ગત જન્મના સંસ્કારો અને આછી સ્મૃતિની ઉપર રહેલો છે. વળી બીજ અને તેના ફળની માફક

ભૂત અને ભાવિની અનંતતામાં એક સરખા પથરાયલા કાર્ય અને કારણ કેટલીક પળો અને વિપળોમાં સમાયલા હોય છે અને ઘણીવાર એવું યે બને છે કે આંખનો પલકારો આત્માનું ભાવિ નક્કી કરે છે. અને એવું મારી બાબતમાં બન્યું છે, કારણ કે જ્યારથી મેં મારા પતિને જોયા ત્યારથી હું હતી તેનાથી બીલકુલ બદલાઇ ગઇ છું; એક ક્ષણના જ્ઞાનથી અને પરસ્પર સ્વીકારના આનંદથી મારામાં અસીમ ફેરફાર થઇ ગયો છે. શું બ્રહ્માએ જડ અને ચેતન સર્વ વસ્તુઓની અંદર અનિરુદ્ધ અને અનિવાર્ય, ભાવ અને અભાવની લાગણીઓ નથી મૂકી? એક વખત કોઇ શોકાકુલ કન્યાને તેની ઇચ્છા વિરુદ્ધ કોઈ રાજા સાથે પરણાવી. બન્નેના લગ્ન થતાંજ તેના આત્મામાં જીંદગી પર તિરસ્કાર અને ભય આવીને વસ્યા. અને જેટલી જેટલી વાર તે તેને મળવા આવતો તેટલી તેટલી વાર તે મૃત્યુના પૂર્વાસ્વાદ સમી ગાઢ મૂર્છામાં પડતી. તેની પાસે યે જવું અશક્ય લાગવાથી રાજા દિઙ્મૂઢ બન્યો. તે સ્વગત કહેવા લાગ્યો: ખરેખર, આવી અપૂર્વ વૈરવૃત્તિનું કોઇ અપૂર્વજ કારણ ભૂતકાળના ગાઢા તિમિરમાં છૂપાયલું હોવું જોઇએ. કારણ કે બીજી સ્ત્રીઓ મારા આલિંગનોને છોડી ભાગવાને બદલે અભિસારિકાની જેમ ઇચ્છતી અને ઉલટથી સ્વીકારતી આવે છે; કારણ કે હું અતિ સ્વરૂપવાન છું. તે મહેશ્વરના મંદિરે ગયો અને તેમને બલિ ધર્યો. મૂર્ત્તિ સન્મુખ ઉભો રહી તે બોલ્યો. ઓ ત્રિકાળજ્ઞાની, આ તિરસ્કારનું કારણ મને નહિ જણાવો તો આ ક્ષણેજ મારૂં માથું કાપી નાંખીશ. ત્યારે દેવમૂર્તિ પ્રચંડ અટ્ટહાસ કરી બોલી: ઓ મૂર્ખ નરપતિ, આ

તો ખીલકુલ સાદી વાત છે. સાંભળ, ઘણા વખત પહેલાં, કોઈ પૂર્વ જન્મમાં પૂર્વના પાપે તમો પશુ યોનિમાં અવતર્યા હતા. તે સર્પિણી થઇ અને તું મયુર થયેલો. અને તેથી તે તારી છાયાએ સહન નથી કરી શકતી; કારણ કે હજુ તારામાં મયુરના સ્વભાવનો અંશ અને તેના ભપકાનો ડોળ રહ્યો છે. રાજા બોલ્યો: પરંતુ મને યે કેમ એવો સામો તિરસ્કાર છૂટતો નથી? ત્યારે દેવે કહ્યું, કારણ કે બીજા જન્મમાં તું સર્પભક્ષી ગરૂડના વંશનો પક્ષી હતો. વળી પુરુષ કરતાં સ્ત્રીમાં સ્નેહ કે તિરસ્કારની છાયા સ્થાયી પડી રહે છે, કારણ કે લાગણી તેના આત્મામાં પ્રધાન હોય છે; અને ગોટીટાંકી રૂપ શરીર ધારણ કરી નિર્મળ જળ રૂપ આત્મામાં રંગનો ડાઘ તે સાથે લેતી જાય છે. આ સત્ય જાણી રાજા બીજી સ્ત્રી પરણ્યો અને તેની સાથે સુખમાં રહ્યો. અને આવી રીતે, ઓ બ્રાહ્મણ, અનિવાર્ય અને અદૃશ્ય શક્તિથી તૃણમણિ જેમ ઘાસને આકર્ષે છે તેમ ગત જન્મમાં વણાયલા દોરડાથી તેને જોતાંજ હું તેના તરફ આકર્ષાઈ છું. અને હવે લગ્નથી હું વજ્રગાંઠની જેમ તેમની સાથે દૃઢ બધાઈ ગઈ છું.



## સૌંદર્ય માયા.

૮

ત્યારે ઇન્દ્રે કહ્યું: ઓ વિશાળલોચના, તું તો પક્ષપાતી બની તારી તરફેણમાં વાતો કરતી હોય તેમ દલીલ કરે છે, તોયે તારૂં કૃત્ય તો કેવળ ક્ષણિક વૃત્તિનુંજ પરિણામ છે અને તેથી તું લજ્જા અને વિનય બધું ભૂલી ગઇ છે, અને અભિસારિકાની જેમ કુલીન સ્રીને ન છાજે તેવી રીતે તારા પતિના રૂપથી આકર્ષાઇ, ઉદ્ધત અને સ્વેચ્છાચારી બની તેના આલિંગનનો તેં સ્વીકાર કર્યો છે.

ત્યારે વનવલ્લરી બોલીઃ ઓ બ્રાહ્મણ, આમાં મારી જાતિની કુમારિકાને ન છાજે એવું કશું મેં કર્યું નથી. કારણ કે રાજપુત્રીઓને તો શરૂઆતથીજ પોતાના પતિ પસંદ કરવાનો હક્ક હોય છે. પરંતુ તેની કુલીનતા તો એ છે કે એક વખત પતિ પસંદ કર્યા પછી તે પોતાના નિશ્ચયને વળગી રહે છે અને પોતાના પતિ સાથે એવી દૃઢ રીતે સંલગ્ન થાય છે કે યમરાજના પ્રયત્નો પણ તેમને છૂટા કરવામાં ઉપહાસ્ય બને છે. અને કદાચ મારા પતિના રૂપથી મુગ્ધ થઇ મેં કંઇ

કર્યું હશે તો હવે પછીના મારા વર્તનથી હું તે સુધારી લઈશ. છતાંએ આમાં મારા કરતાં બ્રહ્માનો દોષ વધારે છે. માખીઓને મદમસ્ત બનાવવા બદલ દોષ શું કમળને દેશો? અથવા તો એક બીજાને મોહજાળમાં ફસાવવા સિવાય બ્રહ્માએ સ્ત્રી કે પુરુષમાં સુંદરતા શા માટે મૂકી છે? અને તારા ઠપકાપૂર્ણ વચનો તો દેવોનેયે લાગુ પડે છે કારણ કે એમનામાંથીયે કેટલા પોતાની પત્નીની સુંદરતાથી ગર્વદલિત અને મુગ્ધ નથી થયા? એટલુંજ નહિ, પણ કેટલાક તો પોતાથી ઇતર જાતિની સ્ત્રીના રૂપસૌંદર્યથી મુગ્ધ બની અવળે રસ્તે દોરવાયા છે. * સ્ત્રી સ્વભાવને અનુકૂળ થવા બદલ મને શામાટે તું દોષ દે છે? પૌરુષી સુંદરતાને પૂજવી એ તો તેમનું ધ્યેયજ છે. કારણ કે ત્રિલોક આખું મારા જેવાના કાર્યનું મૂર્ત સ્વરૂપ છે, અને તારા આક્ષેપથી તો એકમેકના આકર્ષણથી કેવળ રહેલું સમસ્ત વિશ્વનું ચેતન અને ક્રિયા હણાઈ જાય. સૌંદર્યથી પ્રાણી મોહાન્વિત બની અંજાઇ જાય છે અને તે પોતે તો માયા હોવાથી યોગીઓ જેને સંસાર કહે છે તેમાં ચતુર મદારીની જેમ દરેક પ્રાણીને ગોળ ગોળ નચાવે છે; અને સ્વપ્નદૃષ્ટા જાગૃત થતાં તે વસ્તુ કૃત્રિમ હોવાથી સ્વપ્નની જેમ આપોઆપ લુપ્ત થઇ જાય છે.

અને આપણે બધા તો જોનારની દૃષ્ટિમાં સ્થાયિત્વની છાપ પાડી અદૃશ્ય થતા પ્રચંડ જળ પ્રપાતમાં પડતા જળ-

---

* પોતે જાણતી નથી કે આ ઇંદ્રિ છે અને દેખીતી રીતે આ ટાણો ઇંદ્રને છે. ગૌતમ ઋષિની પત્ની અહલ્યા સાથે વ્યભિચાર કર્યા બદલ આ ટાણો છે.

બિંદુઓની જેમ શાશ્વત્ ચક્રમાં ભમ્યા કરીએ છીએ. ખરૂં જોતાં તો સ્થાયિત્વ એ માયા છે અને તે સતત વહેતા મનોમુગ્ધ અણુઓ અને પરમાણુઓને લઇને છે. આપણા ક્ષણભંગુર જીવનમાં તો એકજ વસ્તુ જરૂરી છે, અને તે એ કે શુદ્ધ પ્રેમનું એક પણ અમૃતબિંદુ આપણે ચાખી શકીએ. અને તે, દરેક અણુઓ પોતાના આત્માને અનુકૂલ કોઇ અસાધારણ સૌંદર્યની ઝાંખી કરી શકે તો શક્ય છે. અને તેથી, ઓ બ્રાહ્મણ, મારા પતિના સૌંદર્યને પૂજતાં હું શરમાતી નથી; પરંતુ જીવન સાફલ્યનો લ્હાવો સમજી તેમાં અનેરો આનંદ અનુભવું છું. અને પતંગિયાની માફક તેની રૂપજ્યોતમાં હું ઐચ્છિક ભોગ બની છું. મારા પતિ પ્રત્યેની ભક્તિમાં શિથિલ થઇશ ત્યારેજ તારા ઠપકા ભર્યાં વેણોની લાયકાત હું સ્વીકારીશ.

---

## બે રાજાઓ.

૯

ત્યારે ઈંદ્રે કહ્યું: ઓ મૃદુવચના સુંદરી, પોતાના પ્રેમી પ્રત્યેના વર્તનના બચાવમાં કયી સ્ત્રી બોલવામાં પાછી પડી છે? અને તારી કુશળતા કોઈ પણ સ્ત્રી કરતાં ઉતરતી નથી. તે છતાં તું ગમે તે કહેશે તોયે તું જાણે છે કે તારો પિતા આ બાબતમાં તારા અભિપ્રાયને અનુકૂલ નહિ થાય. તમે કયાં છો એની ખબર પડતાંજ તારો અને તારા પતિનો સહસા અંત આવે એ સંભવિત છે.

ત્યારે વનવલ્લરી બોલી: બ્રાહ્મણ, તારૂં કહેવું કેટલેક અંશે ખરૂં છે. બનવા જોગ છે કે કદાચ એકાએક ગુસ્સાના માર્યા મારા પિતા અવિચારી કાર્ય કરી બેસે. અને તોયે આ બાબતમાં, વખત એમ પણ બતાવી આપે કે આમાં તારીયે ભુલ છે, કારણ કે મારા પિતા રાજ્યનીતિને પહેલી તપાસે એ સંભવિત છે અને તેમાં અમને માફ કરવાનું યે કારણ તેને જણાય. પરંતુ એમની મરજીમાં આવે તેમ કરે; મને ઈજા કરી શકે એમ નથી. મારા પતિને જીવતા રહેવા દે કે

મારી નાખે તોએ અમને જુદા પાડી શકે, કે તેમને જીવતા કે મૂઆ અનુસરવાનો મારો હક્ક ઝૂટવી લઇ શકે એમ નથી; કારણ કે સ્ત્રી એ પિતાની માલીકીની નહિ પણ પતિની માલિકીની વસ્તુ છે. તેથી અમો જીવીશું તો સાથે જીવીશું અને મરીશું તોયે સાથે મરીશું. અને મૃત્યુ એ કંઇ ભયાનક વસ્તુ નથી પણ અનિવાર્ય પરિવર્તન છે અને કેટલીક વખતે ફળદાયક કાર્યથી ભરપૂર જીંદગીનો તે અંત લાવે તો એ તે સારાને માટે નીવડે છે. એક વખત કોઇ રણમાં હય અને ગજ નામના બે રાજાઓ હતા, અને તેઓ એક બીજાના પરમ શત્રુ હતા. ગજે હય ઉપર ચઢાઇ કરી તેના પુત્રને મારી નાંખ્યો અને તેની સ્ત્રી તથા રાજનગરને લૂંટી તેને હાંકી કાઢયો. આમ સ્થિતિ બહુ બારીક થતાં તે ગજની ચાકરીમાં વેષપરિવર્તન કરી રહ્યો. ગજને આની ખબર નહોતી. આમ પોતાના વેરની તક તે શોધતો હતો એટલામાં કોઇ ત્રીજા રાજાએ ગજ ઉપર હુમલો કરી તેનું સર્વ નાશ કરી નાખ્યું. આ બાજુ ગજ ગંભીર રીતે જખ્મી થઇ કેવળ હયની સાથે રણમાં પોતાના શહેરમાં સહીસલામત પહોંચી જવાની આશાયે ભાગી છૂટયો. બન્ને જણા તે વિશાળ રણમાં ચાલ્યા. પાણી બહુ થોડું હોવાને કારણે ઘોડાઓને તે પાઇ શકયા નહિ તેથી તેઓ મરણ પામ્યા. આખરે તેમને પગે ચાલતાં આગળ વધવું પડયું.

ત્યારે ગજે હયને કહ્યું: એક માણસને યે આ રણ ઓળંગતા ભાગ્યેજ પહોંચી શકે એટલું પાણી આ મસકમાં છે, તો બેનું કયાંથી બને? અને તેથી આપણુ નસીબ તો

નક્કી થઈ ચુકયું છે. એમ ને એમ દિન પર દિન તેઓએ ચાલ્યાજ કર્યું અને પાણી ઓછું થતુ ગયુ. હય મસક લઈને ચાલતો હતો. એક રાતે ગજ રેતીમાં સૂતો હતો અને હય જાગતો હતો. તે પાણીની મસકને જોઈ સ્વગત કહેવા લાગ્યોઃ એક માણસ આટલા પાણીએ રણ ઓળંગી શકે, પણ બે નહિ. અને હમણાં મારો શત્રુ મારી આગળ સૂતો છે આમ વિચારી આખી રાત ગજની તપાસ રાખતો, ઝબુકતા તારલાઓથી પ્રકાશિત રણમાં એકલો હાથમાં ખુલ્લી તલવાર રાખી તે મુગો બેસી રહ્યો. સવાર પડતાં તેઓ આગળ ચાલ્યા. દિનકર ધીમે ધીમે ઉગ્ર થતાં ગજ ભાન ભૂલવા લાગ્યો કારણ કે જખ્મથી તે ઘણો નબળો પડી ગયો હતો. તેણે હયને કહ્યુંઃ ભલે મરી જઈએ, પણ ચાલ આપણે પાણી પીએ. હયે તો બધ હોઠો પાણીને લગાડયા અને એક ટીપુંયે ન પીધું. આમ તેઓ દિન પર દિન આગળ વધતા ગયા અને ગજ પાણી પીતો ગયો. પરંતુ હય તો ચમકતી આંખે જોઈ તે મસક મોંડે ધરતો પણ તેના હોઠો મૃત્યુના દ્વારની જેમ સજ્જડ ભીડેલાજ રહેતા.

આખરે એક દિવસ ગજે કહ્યુંઃ મારા જખમથી મારૂં સઘળું બળ હણાઈ ગયું છે અને હવે એક ડગલુંએ ભરી શકું એમ નથી. વળી પાણીયે ખલાસ થઇ ગયું છે. ત્યારે હયે કહ્યુંઃ હિંમત રાખો. હવે એકજ દિવસનો રસ્તો છે. પરંતુ ગજ બોલ્યોઃ તું જા અને તારૂં રક્ષણ કર અને મને મરવાને અહિંઆ છોડી દે. આટલું બોલી તે રેતીમાં બેભાન થઇ ઢળી પડ્યો.

ત્યાર પછી હયે તેને ખાંધ પર લઇ લીધો અને ઘસડાતા ઘસડાતા આગળ વધવા માંડયું. આખું રણ તેની ચક્ષુઓ સમીપ નાચતું કુદતું જણાવા લાગ્યું. તેના કાનમાં જળ પ્રપાતના અવાજો સંભળાવા લાગ્યા તથા યુદ્ધના નગારાંનો અવાજ તેના માથામાં ગુંજી રહ્યો. અને સ્વપ્નમાં ચાલતો હોય તેમ લથડતા તેની પાછળ યમદૂતો, એક બીજાને રણમાંથી બોલાવવા અને તેની મશ્કરી કરવા લાગ્યા. ઉગ્ર રવિ તેજમાં પુષ્પ, જેમ પળે પળે કરમાવા માંડે તેમ તેની જીવનશક્તિ ક્ષીણ થતી ચાલી. છતાં નિર્જન પ્રદેશમાં આગળ વધવા તેણે તનતોડ મહેનત ચાલુ રાખી. અચાનક પોતાના માથા ઉપર બોલતો ગજનો અવાજ તેણે સ્વપ્નામાં સાંભળ્યોઃ જો! પેલું દૂર દૂર નગર જણાય; ચાલ હવે આપણે બચ્યા. ત્યાર પછી હયે તેને નીચે ઉતાર્યો અને કહ્યુંઃ ઓ રાજન્, હું હય છું અને આ રેતાળ મૃત્યુના મુખમાંથી તને મેં પાર ઉતાર્યો છે. આટલું બોલતાંજ તે અધોમુખે રેતી ઉપર પડયો અને પરલોકમાં ચાલ્યો ગયો. પરંતુ યમે આ કૃત્ય જોયું અને લક્ષ્યમાં રાખ્યુંઃ અને હય બીજે જન્મે માનવ દેહમાંથી ગગનવિહારી આત્મા બન્યો.



## શુદ્ર કુતરો

### ૧૦

ત્યારે ઇંદ્રે કહ્યું: સુકોમલ અને અદ્ભુત સૌંદર્યાચ્છાદિત ભુજલતાવાળી એ સુંદરી, ખરેખર તે વીર રજપુત તે ઇનામને લાયક હતો: પરંતુ તેના કૃત્ય અને તારા તથા તારા પતિના કૃત્ય વચ્ચે શી સમાનતા છે?

ત્યારે વનવલ્લરી બોલી! બ્રાહ્મણ, અમારૂં મિલન તે અમારૂં ઇનામ છે. કારણ કે હું મારા પતિ સાથના મિલનને હૃયની ઉચ્ચાવસ્થાની પ્રાપ્તિ કરતાંયે દૈવની અસાધારણ અને અધિકતર કૃપાદૃષ્ટિ ગણું છું અને તેયે નિઃશંક પૂર્વભવના પુણ્ય પ્રતાપેજ. પરંતુ આ જન્મના કૃત્યો સારૂ હજી વખત છે. અને મ્હારા કૃત્યમાં કશો પણ અભિમાન કે સ્વેચ્છાચાર વૃત્તિનો દાઘ હશે તો તેને સંપૂર્ણ આજ્ઞાધીનપણાના અખંડ સ્વરૂપ વડે લૂછી નાંખવા હું પ્રયત્ન કરીશ. અને તેથી અમારા ભૂત કાળના જીવનપરથી ભાવિની યોગ્યતાનો કયાસ કરવામાં ઉતાવળા ના થતા, કારણ કે જીંદગી છે ત્યાં સુધી પરિવર્તનની શકયતા છે; અને ઘણીયે વખત એવું બન્યું પણ છે, કે જીંદગીની ઉત્તરાવસ્થા પૂર્વાવસ્થાથી વિરૂદ્ધ વર્તનવાળી કે

સ્થિતિવાળી નીવડે છે. જેમ કે એક નધણીયાતો કુતરો હતો, તેને ક્યે જવાનું નહોતું કે ખાવાનું નહતું. કેવળ ગોરી-ઓમાંથી દૈવવશાત્ મળી આવતા ટુકડાઓ પર તે જીવન નિર્વાહ ચલાવતો. તે દુબળો અને જખમો તથા વ્રણુથી આખે શરીરે ભરેલો હતો. જે જોતુ તે એને ફિટકારતું, ગાળો દેતું, હાંકી કાઢતું, લાકડી વડે મારવા દોડતું કે પથ્થર મારતું. આમ સતત મૃત્યુના ત્રાસથી તે બે પગ વચ્ચે પૂછડી ઘાલી ચાલતો; અને તેની શોકાર્ત્ત ચક્ષુઓમાં ક્ષુધા દેવી બીક અને શરમ સાથે દરિદ્રાઈ કરી રહી હતી. આગ ને આગ તે ફરેવા

૧૧

ત્યારે ઈન્દ્રે કહ્યું: ઓ બિંબોષ્ઠી, તું ગમે તે કહે; પણ તું મને એમ નહિ સમજાવી શકે કે તારા પિતાનું ઘર ત્યજી અજાણ્યાને પાને પડવામાં તેં ખોટું નથી કર્યું. શું તું દલીલોથી એમ પુરવાર કરી શકશે કે રાત્રે મહેલમાં ઘુસી આવેલા ચોરો સાથે ભાગી જવાની દરેક રાજપુત્રીની ફરજ છે?

ત્યારે વનવલ્લરી બોલીઃ ઓ બ્રાહ્મણ, મારી બાબત એક નિયમ નહિ પણ અપવાદ રૂપ છે; કારણ કે નિયમને અપવાદ હોય છે. વળી ભલે તું ન માને, પણ સાંભળ. આના સિવાય બીજા ઘણીને સારૂ મેં આવું વર્તન ન કર્યું હોત. જો કે આ બાબતમાં હું અદીર્ઘદૃષ્ટિ કે ચંચળ વૃત્તિને આધીન થઇ વર્તી હોઉં એમ લાગે છે છતાં તે મારા સ્વભાવને અનુકૂલ નથી પણ વિરૂદ્ધ છે. અને તેથીજ બીજા માણસ સારૂ કે મારે સારૂ તે વિષે કશો નિયમજ નથી. કારણ કે ભીરૂજન એકાદ વાર બહાદુરે બને, મખ્ખીચુસ ઉદાર પણ થાય, ડાહ્યા માણસ મૂર્ખ પણ બને અને સમજુ ગાંડાયે થાયઃ તેવીજ રીતે જગતની પવિત્ર સ્ત્રીઓની પંક્તિમાં બેસવાનો હક્ક

ગુમાવ્યા વગર કોઇપણ સ્ત્રી, પોતાના હૃદયમાંની સૂતેલી સૌંદર્યો-પાસનાને જાગૃત કરી, પોતાના આત્મામાં ચિરસ્થાયી જ્યોતિ પ્રગટ કરનારને ચરણે પોતાનું સર્વસ્વ ધરીયે દે. અને હું જાણું છું કે મારા સંબંધમાં એમ બન્યુંજ છે કારણ કે મારા અંતઃકરણમાં કશી ગડમથલ નથી કે તે મને ડંખતુંયે નથી. અને જેનો આત્મા પોતાના પક્ષમાં છે તેને શુદ્ધતા સારૂ બીજા સાક્ષીની જરૂર નથી. જેવી રીતે એક વખત એક રાજા હતો અને તેને એક સિવાય કેટલીયે કુચરિતા સ્ત્રીઓ હતી તેની માફક. એક વખત તે રાજાને રણાંગણમાં જવાનું હોવાથી તેણે દરેકને એક કમળ આપી કહ્યું: આ રક્તોત્પલને રાખો અને હું પાછો આવું ત્યારે મને દેખાડજો; અને તેનો રંગ એ તમારા સચ્ચરિત્રના પૂરાવા તરીકે ગણાશે. કારણ કે એ મને દેવ તરફથી મળેલાં છે અને તમો પતિવ્રતા રહેશો ત્યાંસુધી એ કદિ કરમાશે નહિ. આટલું કહી તે ચાલ્યો ગયો. તે ગયો કે તરતજ એક સિવાય સઘળી સ્ત્રીઓ પરપુરુષો સાથે આનંદ ભોગવવા લાગી. તરતજ તે સર્વેએ કમળ તપાસ્યા તો સઘળા કરમાઇને ખરી ગયેલા જણાયા. એક દિવસ સઘળાના હૃદય મલિન હોવાથી બધી ભયભીત બની. થોડાક વખત પછી સમાચાર આવ્યા કે રાજા પાછો આવે છે. તે આવી પહોંચતા સઘળી સ્ત્રીઓ દરખભેર શણગાર સજી તેને મળવા આવી. ત્યારે રાજાએ કહ્યું: તમારાં કમળો બતાવો. દરેકે પોતપોતાનું કમળ બતાવ્યું, અને ખરે! તે સઘળા તાજાં અને આપ્યા હતાં તે વખતના જેવાં લાલ હતાં. કેવળાં પેલી સચ્ચરિતા સ્ત્રીએ કરમાઇ ગયેલું કમળ આપ્યું. તે બોલી: આ

મારા નાથ, મને સમજણ નથી પડતી કે આ બધા કમળો કેમ તાજાં છે. કારણ કે તમારા કહેવા પ્રમાણે ન થતાં ઉલટું આ કમળ કરમાઇને ખરી ગયું છે, અને તોયે મારા હૃદયમાં તમારા સિવાય બીજા કોઇ પુરુષનો મને વિચારે નથી આવ્યો. આ પરથી બીજી બધી સ્ત્રીઓ બોલી ઉઠી: ઓ રાજન્ ! એ કુચરિતા છે. અમે બધું જાણીયે છીએ, અને આ કમળ તેનો પુરાવો છે. પરંતુ રાજા તે બધી સામું જોઇ ખડખડાટ હસી પડયો. તે બોલ્યો: ઓ મૂર્ખ સ્ત્રીઓ, આટલા બધા મહીના સુધી કમળ કેવી રીતે તાજું રહી શકે ? તમારા કુચરિત્રને છૂપાવવાના પ્રયત્નથીજ તમો અપરાધી પુરવાર થઇ છો. કેવળ આનુંજ હૃદય સાફ હતું અને તેથી કમળ કરમાતાં તે બીધી નહિ. તેજ પવિત્ર છે અને મારી રાણી થવાને લાયક છે કારણ કે ન કરમાનાર કમળ તો તેનું હૃદયકમળ હતું.



## પવન અને પાંદડાં.

### ૧૨

ત્યારે ઇંદ્રે કહ્યું: ઓ બકુલ પુષ્પ જેવી હસમુખી, કદાચ તું તારા નિર્દોષ અને પવિત્ર હૃદયની મૃદુતાથી તેનો ભોગ થઇ પડી હોય તો તું ક્ષમાને પાત્ર છે. રાત્રે ચોરની માફક આવી તને લઇ જવામાં તું તારા પતિને નિર્દોષ ઠરાવી નહિ શકે. તેં તારી મેળે ખરૂંજ કહ્યું કે પતંગિયાની જેમ હું અગ્નિમાં ઝંપલાઇ છું અને મારી મનોહર પાંખો બળવા દીધી છે.

ત્યારે વનવલ્લરી બોલીઃ બ્રાહ્મણ, મોટા મોટા દેવોનોયે પીછો પકડનાર નસીબને નિવારવાની એક અબળાની શી શક્તિ? શું કામદેવ પણ ત્રિલોચનના અગ્નિમાં પતંગિયાની જેમ ભસ્મીભૂત નહોતો થયો? ત્યારે જે મને દેવરૂપ છે તેની ચક્ષુની જ્યોતિથી હું કેવી રીતે છટકી શકું? બોલ, તને પુરવાર કરી આપું કે મારા પતિએ કશું ખોટું નથી કર્યું પણ સારૂંજ કર્યું છે? શું તને ખબર નથી કે સ્ત્રીઓ પાંદડા જેવી છે અને કામદેવ–પ્રેમ–એ વૃક્ષરાજમાં આમથી તેમ

ભટકનાર સ્વેચ્છાચારી પવન જેવો છે. દરેક વૃક્ષ પાસે આવે છે અને તેના પાંદડાને હલાવે છે. કેટલાક તત્ક્ષણ પડે છે ત્યારે કેટલાક થોડા વખત સુધી ડાળીઓ પર અટકી રહે છે. પરંતુ વહેલા કે મોડા, ક્રૂર વિધાતાએ ઝાડ પર ને ઝાડ પર સડી જવા અસ્વાભાવિક રીતે જકડી રાખેલા સિવાયના સર્વના નસીબમાં પડવાનું જ સરજાયું છે. કારણ કે પડે કે ન પડે પરંતુ સર્વસાધારણ અનિવાર્ય વિનાશથી તેઓ કદિ છટકી શકે નહિ. તો ઝાડ પર રહી ગયલા પાંદડાને શો લાભ? પ્રચંડ અને નિષ્ઠુર ઝંઝાવાતે શાખા પરથી ઉખડી જવાને થોભવા કરતાં, મલય પર્વતના ચંદનસુરભિવાળા સુવાસિત મંદ મંદ સમીરની યાચના સાંભળી તેને વશ થઇ પડવું એ શું તેને સારૂ શ્રેષ્ઠ નથી? ત્યારે હવે મને ઝાડ પરથી ચોરી જનાર પુરૂષ કરતાં મારે સારૂ કે કોઇ પણ સ્ત્રી સારૂ વધારે લાયક બીજો પતિ તારાથી બની શકે તો બતાવ. કારણ કે મેં તો બારીએ બેઠા બેઠા અસંખ્ય પુરૂષો જોયા છે અને આની તોલે આવે એવો એકે દીઠો નથી. તે બળવાન છે, હું અબળા છું. તે શુરવીર છે, હું ભીરૂહૃદયા છું. વળી તેનો પિતા રાજા હતો તેમ મારોએ છે. તે સુંદર છે અને તારી તેમજ બધા પુરુષોની આંખોમાં વાંચી શકું છું કે હું પણ તેવીજ છું. કારણ કે જોનારના હૃદયને ધ્રૂજાવી જડમૂળથી ઉખેડી નાખનાર સૌંદર્ય છે, પછી ભલે તે પુરૂષ હો કે સ્ત્રી. અને જો તે (સૌંદર્ય) અતિ ઓજસ્વી હોય તો ઉત્પત્તિસ્થાનમાં સ્થિર થયેલા સુતરના સઘળા તાંતણાઓની માફક તેને તોડી સાથે લઇ જાય છે. અને તેમજ મારૂં થયું છે. અને

પતિની જ્યાં જ્યાં લેઇ જેવાની ઈચ્છા હોય ત્યાં ત્યાં સ્રીનું હૃદય તેને અનુસરે છે. અને તેનાથી ઉલટું ચાલે એમ જે ઇચ્છતા હોય તેઓ જીંદગીનું ખરૂં રહસ્ય સમજ્યાજ નથી. રાત્રિથી આચ્છાદિત પૃથ્વીની જેમ મારૂં હૃદય અંધકારના પડમાં ઢંકાઇ ગયું હતું, અને એટલીવારમાં પ્રાતઃકાળના સૂર્યની જેમ મારા પતિએ બારી આગળ દેખા દીધી. અને તત્ક્ષણ પ્રેમની રક્ત જ્યોતિથી હું છવાઇ ગઇ. અને હવે મારા આત્મા પર એનો હક્ક છે કારણ કે જે અત્યારે છું તે તેના પ્રભાવે છે. મારા હૃદયનો આહ્‌લાદ કે ઉર્મિઓ કેવળ તેનું પ્રતિબિંબ અને પરિણામ છે. એને લઇ જાઓ અને સઘળું અદૃશ્ય થઇ જશે. અને કાળી રાત્રિને ગુલાબી ઉષામાં પરિવર્તન કરવા બદલ શું તું સૂર્યને દોષ દેશે?



## રાજા અને રાણી.

૧૩

ત્યારે ઇંદ્રે કહ્યું: ઓ કર્પૂરસૌરભવાસિતા, તારા શઠ પતિનો અને તારો પોતાનો બચાવ સ્થિર જળમાં પડતા મયૂરની પૂંછડીના પ્રતિબિંબ જેવો છે; કારણકે તે વૈવિધ્યમય અને સુંદર છતાં કેવળ ભ્રમણા સિવાય કશું નથી. પહેલ વહેલી પ્રેમજ્યોતથી તું ઉન્માદિની અને ભ્રમિત બની ગઈ છે અને તેથી તેં આટલું વાણીનૈપુણ્ય બતાવી એક રખડતા રજપુતને દેવ તરીકે માની લીધો છે.

ત્યારે વનવલ્લરી બોલી: ઓ બ્રાહ્મણ, જગતમાં સઘળું માયામય છે. તેમાં કેટલીક માયા બીજા કરતા લાંબો વખત ટકે છે તે સિવાય તેમાં બીજી કશી વિશિષ્ટતા કે ફેર નથી. અને તું કહે છે તેમ પતિ પરની મારી શ્રદ્ધા એ જીવન છે ત્યાં સુધી ટકનારી માયા છે તો તેમાં બગડી શું જવાનું હતું? વળી સ્વપ્ન કરતાં બીજું ઐંદ્રજાલિક શું હોય છે ને છતાં જાગ્યા પહેલા તેની માયા કોણ પારખી શકે છે? આ માયા છે એમ જાણીએ નહિં ત્યાં સુધી માયા શું સત્યના જેટલીજ અસરકર્તા નથી હોતી? તેથી મારી માયા—ભ્રમ—નાશ પામે

નહિ ત્યાં સુધી તારા શબ્દો વ્યર્થ છે. અને કદાચ તેમ ન પણ બને; કારણકે તે પારખવાને સમય પુરતો ન પણ હોય. એક દિવસે ટકે તો તેમાંયે લાભ છે કારણકે ખાત્રીપૂર્વક કોણ જાણે છે કે હું બીજા દિવસનો સૂર્યોદય જોઇશ ? જેવી રીતે એક રાજા ગ્રીષ્મ ઋતુના મધ્યાહ્નને રાણી સાથે જળક્રીડા કરી રહ્યો હતો. શીતળ અને નીતરા જળમાં ઉભા રહી પહેલા તેણે રાણીને પુતળાની માફક ઉભી રાખી અને તેમાં પ્રતિબિંબિત થતા તેના જુદા જુદા આકારોના ચિત્રો તે નિહાળી રહ્યો. ત્યાર બાદ વાદળાઓમાંથી ડોકીયા કરતા બીજના ચંદ્ર જેવી તે દેખાવા લાગી ત્યાં સુધી તેના પર હાથથી પાણી ઉછાળ્યા કર્યું. તેના ભીના વસ્ત્રો સઘળા અવયવોની રૂપરેખા દેખાડતા તેના શરીરને ચોંટી ગયા હતા અને તેનો કૃષ્ણ કેશકલાપ અંબોડાથી છૂટી ચારે બાજુ નીતરતો વિખેરાઇ વીંટાયો હતો. શ્રમિત થતાં બન્ને જળકુંડની પાસે આવેલા ભૃંગનિકુંજની છાયામાં થાક લેવા બેઠાં. એકાએક રાજા રાણીના ખોળામાં માથું મુકી નિદ્રાધીન થઇ ગયો. તેને સ્વપ્ન આવ્યું કે પ્રાતઃકાળમાં તે શિકારે ગયો અને જતાં જતાં રસ્તામાં એક બ્રાહ્મણને એક ઝાડ તળે સૂતેલો જોયો. સાંજના પાછા ફરતા તેણે બ્રાહ્મણને જેમ ને તેમ નિદ્રાધીન અવસ્થામાં જોયો. તેને ઉઠાડવા પોતાના અનુચરો તેણે મોકલ્યા. થોડા વખત પછી તેઓ પાછા ફર્યા અને કહ્યું: મહારાજ, આ બ્રાહ્મણ કેમે કર્યો ઉઠતો નથી; તે મરી નથી ગયો કારણ કે શરીર ગરમ છે અને શ્વાસોચ્છ્વાસ લે છે. ત્યારે રાજાએ તેને મહેલમાં ઉંચકી મંગાવ્યો અને બિછાના પર સુવાડયો. અને

ત્યાં ને ત્યાં પેલો નિદ્રક સાત વર્ષ સુધી પડી રહ્યો અને રાજા પોતાનું રાજ્ય ચલાવ્યા કરતો હતો. આખરે એક દિવસે પેલો બ્રાહ્મણ અચાનક જાગ્યો દિગ્મૂઢ બની આજુબાજુ જોવા લાગ્યો અને બોલવા લાગ્યોઃ આ શુ ? હમણાંજ હું ઝાડ નીચે સુતો હતોને ! ત્યારે રાજાએ કહ્યું: બ્રાહ્મણ, ત્યાં આગળ તું સાત વર્ષ થયા સુતો છે અને તે આખા વખત દરમ્યાન મેં મારો રાજ્યકારભાર ચલાવ્યો, લડાઈઓ કરી, સુલેહ કરી, મને પુત્રો અને પુત્રીઓ થયાં અને તું સુતો હતો તેટલા વખતમાં જન્મીને મોટાએ થઈ ગયાં. બ્રાહ્મણ જેવો જવાબ દેવા જાય છે એટલામાં રાજા પોતે એકાએક જાગી ઉઠયો. તેણે પોતાની રાણીને બોલતાં સાંભળી; આર્યપુત્ર, શું તમે સુતા છો ? ત્યારે રાજા બોલ્યોઃ હું કેટલા વખત સુધી સુતો ? તે બોલીઃ તમે હમણાંજ મારા ખોળામાં માથું મુકયું. રાજા આશ્ચર્યમૂઢ બની તેની તરફ જોઇ રહ્યો. એકાએક તે બોલી ઉઠયોઃ હા ! આ બધી માયા છે અને સઘળી ક્ષણિક છે. સમય શું ને સ્વપ્ન શું ? હું સાત વર્ષથી સુતો છુંઃ અને હજુએ તારાં ભીનાં વસ્ત્રો ગર્વાંધ બંડખોરની જેમ તારા વક્ષઃસ્થલ પરથી ઝુકી પડતા કુચયુગલપર ચોંટેલા છે. અને નિઃશંક તું અને હું સ્વપ્ન જોઈએ છીએ અને હવે આપણે જાગીશું. હજુ સમય છે એટલામાં એક ક્ષણ પણ ગુમાવ્યા વગર મને જલદી ચુંબન કર. રાણીએ ધાર્યું કે રાજા ઉન્માદી બની ગયો છે. પરંતુ આજ્ઞાનુસાર પોતાના બિંબાધરને વાંકી વળી તેના મુખ પાસે તે ચુંબનાર્થે લાવી. અને તેજ ક્ષણે પેલા જર્જરિત મંડપનું છાપરૂં ધસી પડયું અને તેમને દાટી દીધા. તત્ક્ષણ તેઓ મરણ

પામ્યા. આમ રાજાને બીક હતી તે પ્રમાણે તેઓ ચુંબન લે તે પહેલાં સ્વપ્નમાંથી જાગી ઉઠયાં. અને, ઓ બ્રાહ્મણ, કોણ જાણે છે કે પ્રેમની માયામાંથી હજુ ઉઠીયે તે પહેલાં અમારા જીવનસ્વપ્નમાંથી જાગવાનું અમારા નસીબમાં નથી લખાયું ?



## માછીની જાળ

### ૧૪

ત્યારે ઈંદ્રે કહ્યું: ભુજંગના વક્રવર્તુલ આકારના જેવા અવયવોવાળી ઓ સુંદરી, તારા શબ્દો ભવિષ્યવાણી જેવા છે, અને તારું પોતાનું સ્વપ્ન પણ આજ જીવનમાં કડવા અનુભવ સાથે ટુંકું નીવડે એવું દેખાય છે. હમણાંથીજ ગયેલો તારો પતિ પાછો કદિ નહિ આવે તો?

ત્યારે વનવલ્લરી સસ્મિત બોલી: ઓ બ્રાહ્મણ, ગંગાના જળમાં નાની નાની માછલીઓ પકડતો કોઇ માછીમાર તેં કદિ જોયો છે? એકવાર ગળમાં સપડાઇ કે દોરડાથી પકડાયલી હોવાથી તે કદિ છટકી શકતી નથી. અને તેને પકડીને માછીમાર અગ્નિપર ભુંજી ખાઇ જાય છે. શું તને ખબર નથી કે કામદેવની ધજા પર પણ મત્સ્યનું ચિહ્ન હોય છે? સ્ત્રીઓનો ગળ તરીકે ઉપયોગ કરી પુરૂષ હૃદયનો શિકાર કરનાર તે પોતે માછીમાર ન હોય તો તેમ શા માટે? અને તેવી રીતે ગઇજ રાતે મારા પતિનો તેણે શિકાર કર્યો અને મને લાલચ તરીકે વાપરી તેમને પકડયા છે. હવે માછલી છટકી શકે એમ નથી. કારણ કે આમિષ તે ગળી ગઇ છે

અને કામદેવ જેવા ધીવરેન્દુએ જે દોરડાથી મારા પતિને પકડયા છે તેના જેવું સબળ દોરડું કોઇ માછીમારનું યે નહિ હોય. એ તો એ દેવની ચાલાકી છે કે શેકનાર અગ્નિથી દૂર ભાગવાને બદલે માછલીરૂપી લોગો તેમાં આનંદ અને મજા માને છે. અને જેટલો વધારે વખત મારા પતિ મારાથી દૂર રહ્યા છે તેટલી તેમના આગમનની મને વધારે ને વધારે ખાત્રી છે. તેમને પોતાનેજ પોતાની ગેરહાજરી અસહ્ય થઇ પડતી હશે; કારણ કે હવે તો તે હિમાચલ પર્વતના બરફ વડે ઠરી ગયા હોય તેના જેવા છે અને મારામાં કામદેવે સતત પ્રજ્વલિત રાખેલી જ્યોતિ વડે પોતાના ઠરી જતા હૃદયને ઉષ્ણ કરવા નહિ આવે તો તેનો બીલકુલ નાશ થશે. કારણ કે સાંભળ, પતિવ્રતા સ્ત્રીનું હૃદય એ પ્રણયની વેદી છે અને તેના પર પવિત્ર ગૃહહુતાશન સતત પ્રજળ્યા કરે છે. તે પ્રવાસી પતિને માર્ગસૂચક નીવડી અંધકારમાં પ્રકાશને વિસ્તારે છે. અને તેમની (પતિની) ગેરહાજરીમાં ઘોર રાત્રિએ તેના પવિત્ર કિરણો પાતિવ્રત્યના શ્યામ કિકષ પાષાણ ઉપર કનકરેખા સમ ભાસે છે. જ્યાં સુધી ઇંધન છે ત્યાં સુધી અગ્નિ હોલવાતો નથી અને મારો હજુ બીલકુલ નાશ પામ્યો નથી. વળી તેમના આગમનની ખાત્રી ન હોત હું મારા પતિને જવા દઉં એવી મૂર્ખ નહોતી. કારણ કે સાંભળ, ઓ બ્રાહ્મણ, બ્રહ્માએ સરજેલા સર્વ પ્રાણીમાં બેનેજ પોતાના ઉચિત ભક્ષ્ય સારૂ શોધવા જવાનું હોતું નથી. પોતાની મેળેજ પોતાનું ભક્ષ્ય ધસતું આવે તે તેમણે જોયા કરવાનું. અને તે, એક તો કરોળીઓ અને બીજી સ્ત્રી.

———o———

## સ્ત્રીનો પ્રભુ

### ૧૫

ત્યારે ઇન્દ્રે કહ્યુંઃ ઓ મધુરી, કામદેવે તારા પર ભુરકી નાખી છે અથવા તું કહે છે તેમ તેના કાંટામાં તને સપડાવી છે. દૂર દૂરથી રણની ઐંદ્રજાલિક સુંદરતાને જોનાર તેના સત્ય સ્વભાવથી અનભિજ્ઞ પ્રશંસકના જેવી તારી હાલત છે. અને નિઃશંક તું કહે છે તે ખરૂં છે. જ્યાં સુધી તારૂં સૌંદર્યકુસુમ પ્રાતઃકાળની ઝાકળથી સુવાસિત અને વિકસિત છે, ત્યાં સુધી તારો પતિ તને નહિ છોડે. પરંતુ, સંભાળજે કે સમયના તાપથી મ્લાન અને શ્રમિત થતાં રખે તે તને ત્યજી ન જાય. તને ખબર નથી કે રખડતાની સ્ત્રીની શી હાલત થાય છે.

ત્યારે વનવલ્લરી બોલીઃ હે બ્રાહ્મણ, પોતાનો પતિ પસંદ કરનાર સ્ત્રી એ પાસાના એકજ દાવ પર પોતાનું સર્વ હોડમાં મુકી દેનાર ધીટ જુગારી જેવી છે. અને કેવળ ચંચળ વૃત્તિ કે વિલાસ સુખની સ્વાર્થી ઇચ્છાથી કે બેદરકારીથી જો તેણે પસંદગી કરી હશે તો તેના નસીબમાં દુઃખ અને શોકજ સરજાયલાં સમજવાં. અને પોતાના ઉન્માદને વશ થયા વગર સર્જીત પતિના આત્મપ્રભાવથી દોરવાઇ મંત્રમુગ્ધ થઇ

પસંદગી કરી હશે અને સંલગ્નિત થતાં જો તેને અંધશ્રદ્ધાથી અનુસરવા કે નસીબમાં જે લખાયું હોય તે સર્વને વગર બબડાટે સ્વીકારવા તૈયાર ન હોય તો ખરેખર તેની ભક્તિ શિથિલ છે અને સ્વભાવ નિંદનીય છે. કારણ કે જે પોતાની પાછળ સઘળું છોડી દઇ કેવળ પતિના આદેશને અનુસરે છે તે કંઇ ભોગ વિલાસ કે આનંદ માટે નહિ—જો કે તેમાં અપ્રતિમ આનંદ રહેલો છે—પણ જાણે પોતાની મનઃશક્તિ કામ કરતી ન હોય અને તેના વ્યક્તિત્વ આગળ પોતાને કશું સુઝ પડતું નહોય તેમ ખેંચાય છે. અને ત્યાર પછીજ તેને કશું નડતું નથી. કારણ કે તેનું જીવન સફળ થઇ ચુક્યું હોય છે. માટે પતિહીન રહેવા કરતાં તેને શોધી કાઢવો એ બહેતર છે, ભલે પછી તે તેને સતાવે કે ત્યજી દે. કારણ કે દરેક સ્ત્રીને પતિની જરૂર છે પણ ઘણાંને કદિ મળતાજ નથી. પણ એક વાર મળ્યા પછી તેની સાથે તે ગમે તેવી રીતે વર્તે તોયે તે તેનીજ છે. પણ કદાચ ખોટો પુરૂષ જડયો હશે અને ભલે તે પછી તેની સાથે રાજરાણી માફક વર્તતો હશે કે દેવીની માફક પૂજતો હશે તોયે તે તેના પર અનુરાગ નહિ દેખાડે કે તેનું હૃદય આનંદપૂર્ણ નહિ થાય. કારણ કે તે તેની નથી અને તેના પર તેનું પ્રભુત્વ નથી. કારણ કે ગજરાજ એ શૃંખલાથી અને નારી એ હૃદયશૃંખલાથી બંધનમાં રહે છે. અને તેના પ્રેમની પરિસીમા એ તેની અતૂટ આજ્ઞાધીનપણાની વૃત્તિમાં રહેલી છે. કારણ કે આ મારા સ્વામીને વગર બબડાટે ઈચ્છાથી કે અનિચ્છાથી અનુસરવુંજ રહ્યું એમ સ્ત્રી સમજે નહિ ત્યાંસુધી તે કોઇ પણ પુરુષ પ્રત્યે પ્રેમ દેખાડી શકતી નથી. ને આ

કંઇ દાસવૃત્તિ કે ગુલામગીરિ નથી કારણ કે પ્રેમશ્રૃંખલા ગમે છે અને પ્રિયતમનું પ્રભુત્વ તે ઇચ્છે છે.અને હૃદયબદ્ધ સાચા પતિ સિવાયના બીજા પુરુષ સાથનું સુખ પણ દરેક સ્રીને દુઃખરૂપ હોય છે, પણ પ્રભુત્વ માટે સરજાયલા પતિ સાથનું દુઃખ એ તેને સુખ સમાન નીવડે છે. પોતાના સ્વામિને ઐચ્છિક આજ્ઞાધીનતાનો અવર્ણનીય આનંદ સ્રી સિવાય કોઈ સમજી શકેજ નહિ. કારણ કે પુરુષમાં નથી તેવી તેના સ્વભાવની વિશિષ્ટતામાંથી તે ઉદ્દભવે છે. પુરુષનો સ્વભાવ આજ્ઞાધીન થવાનો નથી પણ આદેશ દેવાનો છે. અને તેથી, મારા પતિ એ મારા પ્રભુ છે અને હું તેની દાસી છું. તેઓ મારા પર સતત પ્રેમ રાખશે તોયે ઠીક અને નહિ રાખે તોયે વાંધો નહિ કારણ કે મને પોતાના પ્રત્યેની અખંડ ભક્તિથી તો ચળાવી નહિ શકે. ભલે બ્રહ્માની મરજીમાં આવે તો હંસને તેના આનંદસ્થાન કમળકુંડથી દૂર કરે પરંતુ તે પોતાના સાર્વભૌમત્વ કે શક્તિથી તેની કુંડની ઇચ્છાને રોકી નહિ શકે. તેવીજ રીતે ભાગ્યદેવી પત્નીને પાતિવ્રત્યથી ચળાવી નહિ શકે. કારણ કે સંજોગ કે સ્થિતિના પરિવર્તનથી જેની ભક્તિ શિથિલ થવી જાય છે તે તેની પત્નીજ નથી હોતી પરંતુ પત્નીના નામને એબ લગાડનાર અને આકસ્મિક રીતે પત્ની પદ પામેલી કોઇ અજાણીજ વ્યક્તિ હોવી જોઇએ.



## ઈંદ્રે સ્વીકારેલો પરાજય.

૧૯

ઈંદ્રે કહ્યું: ઓ વિશાળ હૃદયા અને ઉચ્ચ ભાવનાશીલ સુંદરી, તારા પતિને રત્ન સાંપડયું છે અને તે તેની લાયકાતને લઈને નથી મળ્યું. છતાં એ દેવનિંદક છે એની તું ના કહી શકશે નહિ અને તેથી તેમના કોપાનળથી આવી પડનાર વિપત્તિમાં તને ને પોતાને હોમનાર તરીકે તે નિર્માઈ ચુકયો છે.

ત્યારે વનવલ્લરી ઉઠી તેની સામે જઈ ઉભી. અદબવાળી અર્ધવિકસિત નયને જોતી તે બોલી: બ્રાહ્મણ, હવે હું પત્ની છું અને કદાચ થોડાક વખતમાં માતા થઈશ. અને જેટલી ચીજોથી હું ગઇ કાલે અજ્ઞાત હતી તે આજે જાણું છું. હવે હું એક સવાલ પુછું. જો મને છોકરો થાય અને મોટો થઇ કમનસીબે ક્રોધાંધ અવસ્થામાં મને સર્વ દુઃખની ઉત્પાદક ગણી ધિક્કારે, તો કહે, તે વખતે મારી ફરજ શી? શું મારે એને ત્યજી દેવો, કે ઉલટું આ કોઈ કુકર્મી દુષ્ટે જાણી બુઝી કરેલું અપમાન નથી પણ ગુસ્સાની

કોઇ ક્ષણે આમ થઇ ગયુ છે એમ વિચારી તેના અપરાધની મારે માફી આપવી ?

આટલું બોલી તેણે પાંપણો ખોલી અને તેના આત્માને વીંધતી નીતરી અને અનિમેષ આંખે તેની સામું ઉત્તરની રાહ જોતી તે ઉભી રહી. ઇંદ્ર તેની સામે લજ્જીત થઇ ગયો અને ઉંચુંએ જોવાની હિંમત કરી ન શક્યો. એકાએક હાથ જોડી તે બોલ્યો: ઓ કુશાગ્ર બુદ્ધિવાળી સ્ત્રી અને મધુર ભાષિણી પત્ની, તારી ચક્ષુઓમાં રહેલી મૃદુ પ્રેમ જ્યોતિ તારા અતુલ સૌંદર્યને અનિવાર્ય બનાવી રહી છે અને હું તારાથી હાર્યો છું. તારા જેવું સ્ત્રી રત્ન મેળવી તારો પતિ મહાભાગ્યશાળી નીવડયો છે. અને કહેવત છે તે ખરીજ છે કે સદ્‌ગુણી સ્ત્રી એ દેવો કરતાંયે શ્રેષ્ટ છે. સાંભળ, હું તારા પતિને શિક્ષા કરવા આવ્યો હતો પરંતુ તેં એને બચાવી લીધો છે અને દૈવી કોપ અને એની વચ્ચે આવી તું ઉભી રહી છે. તારા પતિનો તું ભલે સ્વીકાર કર અને તારા પોતાનાજ સન્માર્ગમાં તેને વાળી મારા ગુસ્સાથી બચાવ્યો તેમ, બને તો, તારા પિતાના કીનાથી તેને બચાવ.

અને તત્ક્ષણ તેની ચક્ષુ સમીપથી એ અંતર્ધાન થઇ ગયો અને આકાશ માર્ગે ચાલ્યો ગયો. કમલાએ તેને જતો જોયો. વક્રદૃષ્ટિયે વિજેતાની માફક તેની પાછળ તે જોઇ રહી અને તેના બિંબોષ્ઠ પર સ્મિત ફરકી રહ્યું. પરંતુ માયાવી બ્રાહ્મણને અલોપ થઇ ગયેલો નિહાળી વનવલ્લરી ચમકી. ઉંચે શ્વાસે સંભ્રાંત હરિણીની જેમ સચકિત નયને અને ધડકતે હૈયે જોતી તે ઉભી. તેના ગાલ પર લોહી ધસી આવ્યું અને

ઉડી ગયું. તે સ્વગત કહેવા લાગી: મેં ધાર્યું તે પ્રમાણેજ હતું. પેલો વૃદ્ધ બ્રાહ્મણ માનવ રૂપ ધારણ કરી મારી પરીક્ષા કરવા આવનાર કોઇ દેવ હતો. કારણ કે તેના લોચનો સ્તબ્ધ હતાં અને તેના શરીરનો પડછાયો નહોતો પડતો. અને અમને શું શું વીત્યું તે કોઇ જાણી શકે નહિ પણ એ જાણતો હતો. પણ હવે લાવ, એના શબ્દો યાદ કરૂં અને મારાથી બને તો મારા પિતાના ક્રોધ અને મારા પતિ વચ્ચે ઉભી રહું. આમ બોલતાં બોલતાં તેણે જોયું તો સામેથી પોતાના પતિને ઝડપથી પોતાના તરફ આવતો દીઠો.



## અમૃતાસ્વાદ

### ૧૭

અને તરતજ તેના મુખ પર લોહી ધસી આવ્યું અને હરખથી ચીસ પાડી તે તેના તરફ દોડી. રણજીત તેના તરફ દોડતો આવ્યો અને બોલ્યોઃ જો, આ ખાવાનું, આ મદિરાપાત્ર અને તારે સારૂ આ વીણા. પરંતુ અરે! તું કેવી સુંદર છે; અને હું તારા આલિંગન ચુંબન રૂપી સુધાનો ભૂખ્યો બની કેવો તડફડીયા મારી રહ્યો છું. વનવલ્લરીએ તેને ભુજ યુગલમાં ભીડયો અને બન્ને એક ક્ષણ ઉભા રહ્યાં. ક્ષુબ્ધ બની તલસી રહેલાં બન્નેના આત્મા તૃષાતુર ઓષ્ઠો રૂપી દ્વાર પર પરમ હર્ષથી મળ્યાં. ત્યાર બાદ થોડા વખત પછી તે બોલીઃ ચાલો, તમે ભૂખ્યા છો અને હું પણ ભૂખી છું. પહેલાં આપણે ખાઇ લઈએ અને ત્યાર પછી ફરી મને ચુંબન કરજો. પરંતુ રણજીતે બધો સામાન નીચે મુકયો અને તેને બાથમાં લીધી. અને ચુંબનવર્ષાથી એવી આકુલવ્યાકુલ બનાવી દીધી કે રૂંધાઈ જવાના ભયે તેના હોઠો પર ફીકાશ પથરાઇ ગઇ. ત્યાર

બાદ તેઓ સાથે કુવા આગળ બેઠા અને કોળીએ કોળીએ એક બીજાને ખવડાવવા લાગ્યાં. આનંદના આવેશમાં તેમની આંખોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યા અને પોતપોતાના નામ પણ બીલકુલ ભૂલી ગયાં.

ખાઈ રહ્યા બાદ તેઓ ઉઠયાં અને તારી અને મારી (શિવ પાર્વતી) માનવ મૂર્તિ સ્વરૂપે એક બીજાને ભુજલતાથી વીંટી અંજીરના વૃક્ષ પર કોલાહલ કરી રહેલા પોપટો તથા ત્યાગી દીધેલા ઘરોના છાપરા પર કુદતા વાંદરાઓને જોતાં જોતાં આમ તેમ રખડવા લાગ્યાં. સુખાતિશયે કવચિત્ કવચિત્ નિસાસા મુકતાં અને અકારણ ખિલ ખિલ હસતાં દિવસ વીજળીના ચમકારાની જેમ પસાર થઈ ગયો. અને સૂર્ય પોતાના શ્રાન્તિ સ્થાન અસ્તાચળ પ્રતિ ઉતરી ગયો તથા ચંદ્રોદય થયો. ત્યારે વનવલ્લરી બોલી: ચાલો આપણે પાછા જઈએ અને મદિરા શોધી એકાએક ઘુંટડો પીએ. તમે આપણા બન્ને વતીનું પીજો અને હું વીણા વગાડી મારી છાયા સાથે નૃત્ય કરી મારૂં કળા નૈપુણ્ય બતાવી આ જ્યોત્સ્નામાં તમને આનંદ આપીશ. તેમણે તેમ કર્યું. રણજીત હાથમાં મદિરાપાત્ર લઈ ઝાડ નીચે બેઠો અને વનવલ્લરીએ નૃત્ય સાથે સંગીત શરૂ કર્યું. જ્યોત્સ્નામાં સાક્ષાત્ કર્પૂરનું સત્વ નારી રૂપે મૂર્તિમંત થયું હોય અને રજનીપતિનું સૌંદર્ય પૃથ્વી પર ઉતરી આવી તેના આત્મામાં પેસી પાર્થિવ ઉપાધિઓને દૂર કરી રહ્યું હોય તેવી તે જણાતી હતી. ઉન્મત્ત નેત્રે તે તેને નિહાળી રહ્યો અને સ્વગત બબડવા લાગ્યો: ખરેખર, સ્વર્ગીય આનંદના એક ભાગે નારી રૂપ ધારણ કર્યું હોય એમ દેખાય છે.

અથવા તો સ્વર્ગીય રત્ન અકસ્માત પૃથ્વી પર પડ્યું છે અને આજુબાજુ પડેલી વસ્તુઓની મલિનતા તરફ પોતાની નિર્મળતાથી હાંસી કરી રહ્યું છે.

આમ તેઓ બન્ને પ્રથમ પ્રેમને પરસ્પર સંમોહને હર્ષિત બની જ્યોત્સ્નામાં સ્નાન કરતા તે ખંડિયેર નગરમાં એક બીજાને આનંદ આપવા લાગ્યા. પરંતુ તે સમય દરમ્યાન રણજીત જે ઝવેરીને વનવલ્લરીના કંકણ વેચી આવ્યો હતો તે કંકણ જોઈ આશ્ચર્યમૂઢ બની ગયો. તે સ્વગત કહેવા લાગ્યો: આખા નગરમાં કોઈની તોલે ન આવી શકે એવું રત્ન આ રજપુત ક્યાંથી લાવ્યો ? તેથી તેણે તે રસ્તામાં ખરીદી લઇ રણજીતનો પીછો પકડયો, તેને બઝારમાં ખરીદી કરતો જોયો, અને છેક છેવટ સુધી દૂર દૂર રહી રણજીત ખંડિયેર નગર સુધી આવ્યો ત્યાંસુધી તેની પાછળ પાછળ ફર્યા કર્યું. બન્ને પ્રેમીઓ જ્યારે મળ્યાં તે વખતે પેલા આશ્ચર્યચકિત ઝવેરીએ ગલીના નાકેથી પાછા ફરી તેમને જોયાં. પરંતુ તેમણે તેને જોયો ન હતો, કારણ કે પોતાના સિવાય જગતની સર્વ વસ્તુ તેમને મન અસ્તિત્વમાંજ નહોતી. આથી વળી વધુ આશ્ચર્યચકિત. બની ઝવેરી સ્વગત કહેવા લાગ્યો: આનું કંકણ જેમ સર્વ રત્નોમાં શ્રેષ્ટ છે તેમ સ્ત્રીઓમાં આ સ્ત્રીની સુંદરતા અપૂર્વ અને વિશિષ્ટ છે. ખચિત કંકણ પણ આનુંજ છે. આમાં કંઇ ભેદ હોવો જોઇએ. તેથી થોડી વાર થોભી, નિહાળી ધીમેથી અને અનિચ્છાયે તે પોતાના ઘર તરફ વળ્યો. ત્યાં પહોંચતાં જોયું તો આખું નગર કોલાહલથી ગાજી રહ્યું હતું. તેનું કારણ પૂછતાં લોકો કહેવા લાગ્યા: રાત્રે કોઇક

આવીને રાજાની કુંવરીને ઉઠાવી ગયો છે. અને તે ક્યાં છે તેનો પત્તો મેળવી આપનારને મોટું ઈનામ જાહેર થયું છે.

તરતજ ઝવેરી કંકણ લઈ વેગથી રાજ્યમહેલ તરફ દોડયો. દાખલ થતાંજ રાજાએ તે પોતાની પુત્રીનું છે એમ ઓળખ્યું, અને એક પળ પણ ગુમાવ્યા વગર સૈનિકોને ઝવેરી સાથે ઝડપથી ખંડિયેર નગર તરફ મોકલ્યા.

અહિંઆ બન્ને પ્રણયીઓ સઘળું ભૂલી જ્યોત્સ્નામાં એક બીજાના નેત્રોને ઉન્માદગ્રસ્ત કરી રહ્યાં હતાં, એટલામાં એકાએક તેઓએ શોરબકોર સાંભળ્યો. તરતજ રાજ સૈનિકોએ ધસી આવી તેમને ઘેરી લીધાં અને કેદીઓ તરીકે રાજા પાસે લઈ ગયા.

કમલાએ: તેમને જતાં જોયા. તેણે પોતાનું નાજુક માથું ઉંચું કરી બગાસું ખાધું. તે બોલી: મેં દેવોને આપેલું વચન પાળ્યું છે અને આ મૂર્ખ પ્રણયીઓનું છૂપું સ્થાન રાજાને શોધી અપાવ્યું છે. આને વાસ્તે હવે મેં બહુ કર્યું અને હવે એનાથી મને કંટાળો આવે છે. અજબ! કેટલી ત્વરાથી આ માનવીઓ મારી પાછળ ઘેલા થઈ જાય છે! તેમની પાસે સ્થાયી આનંદ જનક જેવું કશું નથી. મને તેમને સારૂ કંઈ કંઇ વિચાર આવે છે પણ તરતજ પડછાયાની માફક સરી જાય છે. તે છતાં એ પુરુષોમાં અપ્રતિમ સૌંદર્યવાન છે, તેથી તેના પર એક વાર વધારે મારો પ્રસાદ બતાવી તેમને તેમનાં નસીબ પર છોડી દઇશ.

—:(:)—

## ભાગ્યદેવીની પ્રસન્નતા

### ૧૮

આ બાજુ વનવલ્લરી અને તેના પ્રિયતમને પકડીને રાજ્ય મહેલમાં લઇ જવામાં આવ્યા અને સૈનિકોએ તેમને રાજા સમક્ષ લાવી ઉભા રાખ્યા. રાજા તેમને જોતાંજ તાળી પાડી બોલી ઉઠયોઃ હા! ત્યારે ઉડી ગયલું પક્ષી તથા તેને ફોસલાવનાર આખરે પકડાયા. રખડતા રજપુત સાથે ભાગી જઈ કુળને કલંકિત કરનાર પુત્રીનું હવે શું કરવું? અથવા તો રાતને વખતે રાજમહાલયમાં ઘુસી રાજપુત્રી તથા અમૂલ્ય રત્નોને ઉઠાવી જનાર ચોર શાને લાયક હોય?

ત્યારે વનવલ્લરી બોલીઃ ઓ પિતાજી, ગુસ્સાથી તમો અન્યાયી ન થશો. કારણ કે જો કે હું સ્વતંત્ર રીતે વર્તી છું છતાં તમે જોશો કે તમને કે મને કલંક લાગે એવું મે કશું કર્યું નથી. કારણ કે સાંભળો, આ મારો પતિ પણ મારી માફક રાજપુત્ર છે અને પોતે રાજા પણ છે. અને મારે સારૂ તો,–શું દ્રૌપદી અને દમયંતીએ પોતે પોતાના પતિઓ પસંદ નહોતા કર્યા? શું શકુન્તલા દુષ્યન્તની સાથે ગાંધર્વ લગ્નથી નહોતી જોડાઇ અને ભરત તેમનો છોકરો નહોતો? ત્યારે

રાજા બોલી ઉઠયો: બસ! બસ! ઓ પુત્રી! તારો પતિ સૂર્યોદય થતાં મોતને આધીન થશે, ભલે પછી તારૂં ગમે તે થાય. ત્યારે વનવલ્લરી બોલી: ત્યારે તમે તમારાજ લોહી અને માંસના ખુની થશો, કારણ કે એ મારા પતિ છે અને હું એમની સાથે મરીશ. રાજા ખડખડાટ હસી પડયો. તે બોલ્યો: ઓ મારી પુત્રી, હવે વધુવાર તું મારી પુત્રી નથી. શું તું એમ ધારે છે કે તને ઉપાડી જવા બદલ આ રજપુતનો અથવા તો આની સાથે તારી મરજી મુજબ અકુલીન સ્ત્રીની માફક ભાગી જઈ કોલાહલ મચાવી મુકવા બદલ તારો હું આભારી છું, એમ હું સમજી જઈશ?

ત્યારે વનવલ્લરી બોલી: ઓ પિતાજી, એક પળ સાંભળો. અને પછી તમને ઠીક લાગે તો એકલા એમને નહિ પણ અમને બન્નેને મારી નાખજો. આ કંઈ સાધારણ બાબત નથી અને મને ખાતરી છે કે એમાં કોઈ દેવનો હાથ છે. તમે સારી પેઠે જાણો છો તો મને આટલુંજ કહો. શું હું વગર વિચારે વર્તું એવી હતી? રાજા ખિન્ન બની બોલ્યો: એ પાપેજ તારી વર્તણુક ન સમજાય એવી હતી ને. કારણ કે હું તો તને બીજી સીતા ધારતો હતો; અને જો, તેં તો બારીએથી કુદી પડી રખડતા રજપુતને બધું સોંપી દીધું. સ્ત્રીના સ્વભાવનો કે તેની ચંચળવૃત્તિની અગાધતાનો કોણ પાર પામી શકે? તે તો એક સાથે વાત કરે, બીજા તરફ જૂએ અને ત્રીજાનો વિચાર કરે. તેઓ તો માયા સ્વરૂપે સાક્ષાત્ છળની મૂર્તિ જેવી છે. કારણ કે ચાર વસ્તુઓ ચાર વસ્તુથી કદિ ધરાતીજ નથી: સમુદ્ર નદીઓથી, યમ દેહધારીઓથી, અગ્નિ

ઇંધનથી અને સ્ત્રી પુરુષોથી.

ત્યારે વનવલ્લરી બોલીઃ પણ મારે એકજ સવાલ પૂછવો છે અને તે યે છેલ્લોઃ મને કોની પત્ની કરવાનું આપે નક્કી કર્યું હતું? અવન્તિના રાજાની, નહિ? રાજાએ કહ્યુંઃ હા. વનવલ્લરી પોતાના પતિનો હાથ પકડી આગળ લાવી બોલીઃ તે આ રહ્યા. અને હવે હું તેની સ્ત્રી છું; અને નકકી માનજો કે દેવે જાતે આ બધું કર્યું છે. કારણ કે સાંભળો, ગઈ કાલે રાત્રે આ પુરુષ મારા ઓરડામાં ચઢી આવ્યો. તેને સૈનિકોને સોંપી દેતા પહેલાં હું થોભી કારણ કે તેનું સૌંદર્ય અને યુવાવસ્થા જોઇ મને દયા આવી. મેં તેને પુછયુંઃ તું કોણ છે? તેણે કહ્યુંઃ હું અવન્તિનો રાજા છું. હું ઝબકી અને તેની વાત સાંભળી. અને વાર્તા સંભળાવતાં સંભળાવતાં તે મારી આંખો અને કાનો દ્વારા હૈયું ચોરી ગયો. અને મેં મારી સામુ રાજનીતિના બળીદાન રૂપે જેને આપવા ધારેલ તે કદરૂપા રાક્ષસને બદલે સાક્ષાત્ કામદેવને માનવરૂપે ઉભેલા જોયા. અને સાંભળો, બળાત્કારે બીજાના રાજ્યને પચાવી પાડી મારા ધણીને હાંકી કાઢનાર પેલા બીજાની સ્ત્રી થવા કરતાં મેં બારીએથી પડતું મુકયું હોત. હું તો કયારની મારી જાતને મરી ગયલીજ સમજતી હતી કારણ કે હું જાણતી હતી કે રાજનીતિ એ તમારો મુખ્ય મુદ્દો છે અને મારે તેના ભોગ થવાનું છે. અને મને નવજીવન અર્પવા માણસ રૂપે કોઇ દેવેજ એમને ન મોકલ્યા હોય તેમ તેમની વાર્તા સાંભળતાં હું તેમને જોઈ રહી. કારણ કે જો એમાં દેવનોજ હાથ ન હોય તો વિધાતા જેની સાથે

મારો વિવાહ થયો હતો તેજ રાજાને મારી બારી આગળ કેવી રીતે લાવે ? વળી એમાં તમારો યે લાભ સચવાયેલો હતો, અને જો તમે મારા અંતઃકરણને પૂછશો તો જણાશે કે મેં તમને નુકસાન નહિ પણ લાભ કર્યો છે. કારણ કે મને ગાદી પચાવી પાડનારને શું કરવા આપવા માંગતા હતા ? કેવળ તેના તાબામાં રાજ્ય છે તેટલા ખાતર, અને જો તમારી પુત્રીને બનાવટી રાજા કરતાં ખરો રાજા પતિ તરીકે મળ્યો તો તેમાં તમને શું નુકસાન ગયું ? મારા પતિનો ન્યાય કરો, અને તેને મોતને આધીન કરવા કરતાં તેનું રાજ્ય પાછું મેળવી આપવામાં મદદ કરો. મેં જેવી રીતે ખરાબ પતિને બદલે સારો પતિ અને ત્રણેને સારૂ રાજ્ય મેળવ્યું તેવી રીતે તમે ખરાબને બદલે સારો મિત્ર મેળવશો.

રાજા આશ્ચર્યમૂઢ બની બોલી ઉઠયોઃ આ તો મને છેતરવાને તેં અને તારા પ્રિયતમે જોડી કાઢેલી વાત છે. ત્યારે રણજીત બોલ્યોઃ ઓ રાજન્, હજુ સુધી હું બોલ્યો નથી કારણ કે હું જીંદગીની ભીખ નહિ માંગું અને તેને હું વીતી ગયેલી વસ્તુ ગણું છું. પણ સાંભળો, મને લાગે વળગે છે ત્યાં સુધી તમારી પુત્રીએ કહ્યું એ સઘળું સત્ય છે અને જોડી કાઢવાની વાત તો દૂર રહી પણ મને એનો એક અક્ષરે કહ્યો નથી. અને મારા કાકાની, તમારી અને તેની વાતો મારે માટે નવી છે અને હું પહેલીજ વાર સાંભળું છું. તેથી હવે, જો મરજી હોય તો મારી નાંખો અથવા તો ચોકી પહેરામાં રાખી તપાસ કરો. અથવા તો થોડું સૈન્ય આપો તો હું મારી રાજ્યગાદી પાછી મેળવું.

કારણુ કે મારી પ્રજા મને ચાહે છે અને મારા કાકાને કેવળ જરૂરીયાતને અંગેજ તાબે થઈ છે. અને નક્કી માનજો કે તમારી મૈત્રી એ એટલાજ માટે ઇચ્છે છે કે એ જાણે છે કે એ બળહીન છે અને બીજાના ટેકા વગર નભી શકે એમ નથી. તેથી તમારી મરજીમાં આવે તેમ કરો. ફકત તમારો ગુસ્સો તમારી પુત્રી પર ઢોળતા નહિ કારણુ કે હું દોષિત છું. તે છતાં હું ધારૂં છું કે મારે યે બચાવમાં કહેવા જેવું છે. એ ઉભી છે તે તરફ જુઓ અને પછી તમે મને દોષ દો; કારણુ કે તેના જેવી સુંદરતાથી લલચાવવામાં આવે તો દેવનુંયે પતન થાય. તે છતાં સાંભળો, જાણી જોઇને નહિ પણુ આકસ્મિક રીતે અમારો સયોગ થયો છે. કારણુ કે હું અટ્ટાલિકા પર ચઢયો ત્યારે અંદર શું છે તે જાણુતો નહોતો. હવે હું તમારા હાથમાં છું.

અને તે જેમ જેમ બોલતો ગયો તેમતેમ કમલાએ તેના અંગોમાં સુંદરતા અને વાણીમાં ગંભીરતા રેડી. અને રાજા તેને સવિસ્મય અનિચ્છાએ જોઇ રહ્યો. સ્વગત તે કહેવા લાગ્યો: તે ઠીકજ કહે છે. કારણુ કે તેની ભક્તિથી મારી પુત્રી કદાચ સાધ્વી બની જાય. અને કોઇ કુમારિકા એને જોઈને મુગ્ધ થઇ જાય તો ક્ષમા પાત્ર ગણાય એવો એ સુંદર છે. છે અને એનાથી વધારે સુંદર બીજો પુરુષ મેં જોયો નથી. અચીત જો એની વાત સાચી ઠરે તો મારી પુત્રીને સારૂ લાયક જમાઇ નીવડે. રણજીતે બોલવું પુરૂં કર્યું ;એટલે રાજા અનિશ્ચિત બની ક્રોધ, પુત્રીનો પ્રેમ તથા વાતની અસર વચ્ચે ઝોલા ખાતો ભ્રૂકુટિ સકોચી તેની તરફ જોઇ રહ્યો.

વિચાર મગ્ન સ્થિતિમાં તે ઉભો હતો એટલામાં વનવલ્લરી આવી અને તેને ચરણે પડી કરગરવા લાગી: ઓ પિતાજી, એને મારી ન નાખશો; પણ એનું રક્ષણ કરજો અને તેમાં તમનેજ લાભ છે. પરંતુ મારી બાબતમાં તમારી મરજીમાં આવે તેમ કરો. કારણ કે મેં અવિચારી કૃત્ય કર્યું છે અને હું નિંદા અને શિક્ષા પાત્ર છું. હુ કેવળ અબળા છું અને એની સુંદરતાથી હું અંજાઇ ગઇ, છતાં સાંભળો, તમારી પ્રજા મારી અંદર છે, એ તમારા પૌત્રનો પિતા છે. અને શું તમે એમ ધારો છો કે તમને અને મને કલંકિત કરવા પુત્રોત્પત્તિ કરે એવો આ માણસ છે? અને તે ચોધાર અશ્રુ વર્ષાવતી તેના પિતા તરફ જોઈ રહી. તે તેના ગુસ્સા પર પડતાં પીગળી ગયો. અને ગદ્‌ગદિત થઇ તેને હાથમાં લીધી અને ચુંબન કરી પંપાળતાં કહ્યુંઃ પ્રિય પુત્રી, હું ઇચ્છું તોયે તારો શત્રુ થઈ ન શકું અને તારી આંખના આંસુએ મારી આંખમાં આંસુ આણ્યાં છે. અને તેં કદાચ અવિચારી કૃત્ય કર્યું હશે તો તેવું હું નહિ કરૂં. ભલે તારો પતિ મારી સાથે રહે અને હું સત્યવસ્તુની તપાસ કરીશ. અને તું કહે છે તે પ્રમાણે હશે તો શું કરવું તેનો આપણે વિચાર કરીશું.

વનવલ્લરી હર્ષની કીકીયારી પાડી તેને કંઠે ભેટી પડી અને તેની છાતી પર માથું મુકીને રડી. અને રાજાની મદદથી રણજીતે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું અને વનવલ્લરી રાણી થઇ. કહેવત છે કે સતી એ પતિની ભાગ્યલક્ષ્મી છે, એ વાત ખરીજ છે.



## સૌંદર્ય વિજય.

૧૯

અને ત્યાર બાદ કમલા તેમને મુકી પૃથ્વી પરથી સ્વર્ગ-લોક તરફ સીધાવી ત્યાં તેણે સર્વદેવોને ઈંદ્ર મહાલયમાં ભેગા મળેલા જોયા. તરતજ તે તેમની મશ્કરી કરવા લાગી. તે બોલી: જોયું કેની, એકે કે બધાયે મારી સામે ટક્કર ઝીલવી નિષ્ફળ છે. કારણ કે તમારી નારાજી છતાં મારી કૃપાએ આ રજપુત વૈભવ અને સંપત્તિ પામ્યો છે. અને ઈંદ્ર તો માનવ સ્ત્રી રૂપ સૌંદર્ય આગળ તદ્દન સત્ત્વહીન બની ગયો. આમ તેમને મેણાં તાણાં મારી અને પોતાના જયથી આનંદિત બની તે ત્યાંથી ચાલી ગઇ અને જતાં જતાં પીઠ પાછળ ઝેરી સોયાના જેવો દેવોના હૃદયને વીંધતો નેત્રકટાક્ષ તે ફેંકતી ગઇ.

તેઓ એક બીજાના સામું જોઇ રહ્યાં અને કહેવા લાગ્યાઃ આ નિષ્ઠુર કમળાએ તો આપણને મૂર્ખ બનાવ્યા છે. અને હવે તો તે બીલકુલ અસહ્ય છે. ઇંદ્રે કહ્યું: પેલા અવજ્ઞાકારિ માનવીને તેની પત્નીને અંગે મેં જતો કર્યો. તે દોષિત હતોજ પરંતુ તે તેને પાછો સન્માર્ગ પર લાવશે, એમ મેં ધાર્યું.

પરંતુ આમાં ખરેખરી અપરાધી આ તોફાની દેવી છે. કારણ કે આપણુ સર્વને આજ્ઞાધીનપણાનો ડોળ દેખાડી આપણુને ચીડવવાની કેવળ તરંગી ઇચ્છાથી પોતાના ભારોભાર વખાણ કરનાર પર તેણે કૃપા દેખાડી છે. તેથી આપણે તેને શિક્ષા કરી આવા વર્તનનો અંત લાવવો જોઇએ. કારણ કે જો તેને આમ કરવા દઇએ તો માનવી અને સ્વર્ગીય સઘળી વસ્તુઓ અવ્યવસ્થિત થઇ જાય. અને હજુ તો તે નાદાન છે અને સુધરી શકે એમ છે. પરંતુ તેને દાબમાં રાખવામાં નહિ આવે તો દિન પર દિન વધારે ને વધારે બગડતી જશે. તેથી એક ક્ષણુ પણ ગુમાવ્યા વગર આ બાબતમાં આપણે ધ્યાન આપવું જોઈએ.

આ પરથી તેઓ સઘળા ભેગા થઇ મારી પાસે (મહેશ્વર) આવ્યા. પરંતુ મેં તેમને કહ્યું: આ કંઇ મારી બાબત નથી. કમલા સામે કશી ફરિયાદ કરવાની હોય તો નારાયણુ પાસે જાઓ. કારણ કે પતિ સિવાય બીજા કોઇને પત્નીને શિક્ષા કરવાનો હકક નથી. એં તેમને વદાય કર્યા. આ પરથી તેઓ લાંબા વખત સુધી નિષ્ફળ રીતે નારાયણુને સમસ્ત વિશ્વમાં ઢૂંઢી વળ્યા. અને આખરે ધ્યાન મગ્ન, ડાબા અંગુઠાને ચુસતા આમથી તેમ મોજાઓથી ઝોલા ખાતા કમળ પત્ર પર એકલા સમુદ્રની મધ્યમાં તેમને સૂતેલા જોયા. સઘળા આવીને તેમની સન્મુખ મૌન ધારણુ કરી ઉભા. પૂજ્ય હરિ સભ્યતાપૂર્વક અંગુઠો મુખમાંથી કાઢી જાણે પૂછતા ન હોય કે મારૂં શું કામ છે, તેમ વિશાળ સ્વપ્નોપમ ચક્ષુઓથી તેમને સવિસ્મય જોઇ રહ્યા.

ત્યારે ઇંદ્રને વકતા તરીકે સ્થાપી દેવોએ સવિનય નમન કરી જણાવ્યું એ અચ્યુત, અમે આપની પત્નીના વર્તનની ફરિયાદ કરવા આવ્યા છીએ તેણે આત્મશ્લાઘા અને વખાણથી દોરવાઇ જઇ અમને ભારોભાર ગાળ દેનાર મનુષ્યનો પક્ષ ગ્રહણ કરી અમને ઉપહાસ્ય બનાવ્યા છે. અને અમાશમાં સર્વથી નાની છતાં પોતાના કૃત્યથી અમારો તિરસ્કાર કરે છે. અને હુમણાં કોણ જાણે કયાં ભરાઇ ગઇ છે કે તેનો પત્તોયે નથી લાગતો. તેથી અમારી પ્રાર્થના છે કે સભ્યતા અને વડીલો પ્રત્યે વિનયના નિયમો તેને શીખવવા જોઇએ. કારણ કે તેના સ્વેચ્છાચારિ વર્તનથી અમારી મહત્તાને ધોકો પહોંચે છે.

ત્યારે કમળાપતિ સ્વપત્નીનું નામ મૃદુ સ્વરે બોલ્યાઃ તરતજ તેના નામનો અવાજ સમસ્ત લોકના ખૂણે ખુણે ગુંજી રહ્યો, અને પવનના સ્પર્શે ધ્રૂજી ઉઠેલી વીણાની તંત્રીઓની જેમ સમસ્ત વિશ્વમાંથી તેનો પ્રતિધ્વનિ સભળાયો. આ સર્વવ્યાપી ગણગણાટ ધીમે ધીમે શાંત થતાં સમુદ્રમાં મોજાં ઉછળવા માંડયાં અને એકાએક સૌંદર્યદેવી બીજીવાર મોજના ફીણોમાંથી ઉદ્‌ભવ્યાં. તેના મૃદુલ ચરણો કાચબાની પીઠપર રાખી તે ઉભાં હતાં અને લવણની કાંતિની હરિફાઇ કરતા તેના અંગો પરથી સમુદ્ર જળ નીતરી રહ્યું હતું. તેની ડોક શુક્તિ જેવી શોભી રહી હતી અને તેની મૌક્તિક સપાટી પર લટકતું લીલું પાનું પ્રતિબિંબિત થઇ રહ્યું હતું. તેની છાયાન્વિત, પક્ષ્માચ્છાદિત અને દીર્ઘ વકાકાર ચક્ષુઓનો વર્ણ તેણે હાથમાં પકડેલા નીલોત્પલને બરાબર

મળતો હતો. અને તેની મૃદુ, વર્તુલ ભુજલતાઓ અને પોતાના સર્વોપરિપણાનું જ્ઞાન ન હોય તેમ સ્મિત કરતા હોઠોના વર્ણની હરિફાઇમાં શરમાતા પ્રવાલના નુપૂરો તેના સુંદર અને મૃદુલ ચરણોના છેડે શોભી રહ્યા હતા. તેના ઘુંટણો સ્હેજ વળેલા હતાં. અને તકરારે બે બ્હેનો છૂટી પડી થોડે થોડે દૂર જઇ બેઠી હોય તેવા કુચયુગલોથી શોભતું વક્ષઃસ્થળ સમુદ્રના સંગીતનો તાલ પુરતું હોય ન શું તેમ ઉત્પતન પામી રહ્યું હતું. અને સમુદ્રના મોજા પર પથરાઈ રહી વિલીન થતું સુમંદ સમીરથી ખેંચાઇ રહેલા વાદળની જેમ તેના હાથમાં પકડેલું કેશનું ગુંચળું મસ્તક પરથી સમુહ રૂપે પડી ચોપાસ વીંટાઈ વળ્યું હતું. તેના સુમૃદુ કૃશોદરની ત્રિગુણ રેખા દેખાય તેવી રીતે સ્હેજ વાંકી વળી મૌન ધારણ કરી તે ઉભી હતી. અને મોતીથો છવાયલી આંગળીવાળા નાજુક ચરણોની વક્ર પિંડીકાને ચુમવાને તલપાપડ થઇ રહેલા કાચબાની પીઠ પર મોજાનાં ફીણ અફળાઇ પાછા પડતાં હતાં. અને તેની દૃષ્ટિ દૂર દૂર ક્ષિતિજ આગળ ગગનમાં સીમાન્ત પામતાં સમુદ્રની સપાટી પર હતી.

દેવો તેને નિઃશબ્દ બની જોઇ રહ્યા અને પછી એક બીજા સામું જોવા લાગ્યા. બીજો શું ધારે છે એ દરેક જાણતા છતાં કોઇ બોલ્યું નહિ. દરેક જણ સ્વગત કહેવા લાગ્યાઃ આને શિક્ષા કરવાની વાત તો દૂર રહી પણ આવી સુંદર મૂર્તિ પર આક્ષેપ મુકવો એ પણ અશક્ય છે. આથી તેઓ સઘળા દિગ્મૂઢ બની, લજ્જીત થઇ ઉન્માદાવસ્થા અનુભવતા મુંગા મુંગા તેને નિહાળી રહ્યા. તે તેમની સન્મુખ રાહ જોતી ઉભી

હતી, અને વિષ્ણુ સ્વપ્નોપમ દૃષ્ટિથી બન્નેને નિહાળી રહ્યા. એકાએક પરસ્પર સંમતિથી ન હોય શું તેમ સૌ પાછા ફર્યા અને એક શબ્દ પણ ઉચ્ચાર્યા વગર ચાલવા માંડયું અને પક્ષીના સમુહની જેમ સમુદ્રની કિનારી પર તેઓ અદૃશ્ય થઈ ગયા.

ત્યાર બાદ વિષ્ણુ સ્વપ્રિયા તરફ અવર્ણનીય સ્નેહનો દૃષ્ટિપાત ફેંકી જોઇ રહ્યા. થોડા વખત પછી સસ્મિત તેમણે તેને બોલાવી. કમલા તરતજ આવી અને સ્વપ્રભુના ચરણ આગળ બેઠી. અને તેમની પાસે પડેલા કમળથીયે મૃદુતર હસ્તે મંદ મંદ રીતે તેના ચરણો ચાંપવા લાગી. અને વિષ્ણુ પોતાની સ્વપ્નોપમ ચક્ષુઓને ઉઘાડમીંચ કરતા તેને નિહાળી રહ્યા. સમુદ્રના મોજાઓ તેના કમળસુખાસનને સૌમ્ય રીતે આમથી તેમ ઝુલાવી રહ્યાં. તેમને એકલા સમુદ્રના વક્ષઃસ્થળ પર અંધકારમાં મૂકી સૂર્યાસ્ત થયો અને રાત્રિનુ સામ્રાજ્ય વ્યાપી રહ્યું.



## ઉપસંહાર

અને ત્યાર બાદ મહેશ્વર વિરમ્યા. તેમણે હાથ ઉંચો કરી કથકને જટાજુથમાંથી બહાર કાઢી નીચે મુકયો. અને કહ્યું: હવે સાંભળી રહો. જા હવે, અને રાજાને તારી વાર્તા કહે.

પરંતુ જવાને બદલે કથક બરફ ઉપર માથું નમાવી સૂતો. તે બોલ્યોઃ ઓ મહેશ્વર, ઓ શમ્ભુ, ઓ ત્રિલોચન, ઓ પિનાકપાણિ, ઓ સર્વશક્તિમાન પ્રભુ, વરદાતા, તારી વાર્તા રૂપી અમીથી મારી શ્રવણેંદ્રિયો તેં પાવન કરી છે. છતાં ઓ! મને એક વરદાન આપો. ત્યારે મહેશ્વર બોલ્યાઃ તે શું? અને કથકે કહ્યું: દેવો સન્મુખ સમુદ્રમાંથી ઉદ્દભવતો વખતનું સાગરસુતાના સૌંદર્યનું કેવળ એક ક્ષણ મને દર્શન કરાવો.

ત્યારે મહાપ્રભુએ ખાનગીમાં સ્વત્રિયાને કહ્યું: જો, આ મૂર્ખ અને અલ્પદૃષ્ટિ મનુષ્યો જેનું પોતાને ભાન નથી તે માંગે છે, અને એમ કરી અજ્ઞાનતાથી પોતાનાજ નાશના પંથે ધસી જાય છે. અને તેણે કથકને કહ્યું: શું તારે ખરેખર તે અમર સૌંદર્યને જોવાની ઇચ્છા છે! કથકે કહ્યું: હા. ત્યારે પ્રભુએ ઉમાને કહ્યું: જલદી જા, અને કમલાને શોધી

કાઢી તેને કહે કે એક ક્ષણ આવી જવા મહેરબાની કરે.

ત્યારે તેની પ્રિયા વિજળીના ચમકારાની જેમ ચાલી ગઇ. અને મહાપ્રભુ અને માનવી મૌન ધારણ કરી રાહ જોતાં ઉભા અને તે દેવનો મુગટ હિમાચ્છાદિત શિખરો પર પ્રકાશી રહ્યો. થોડાક વખત પછી, હિમ સુતા, કમલાને સાથે લઇને પાછા આવ્યાં. ત્યારે તે દિવ્ય સુંદરીએ કહ્યું: હું આવી છું. મહેશની શી આજ્ઞા છે?

ત્યારે મહેશ્વરે કહ્યું: એ નારાયણપ્રિયા, આ બિચારા માનવીને મેં વરદાન આપ્યું છે. એક પળ તમારૂં દર્શન દેવા મહેરબાની કરો. અને તે કથકને કહ્યું: ઉંચું જો અને નિહાળ.

અને કથકે માથું ઉંચું કરી જ્યોત્સ્નાચ્છાદિત હિમ શિખરો પર વિસ્તરી રહેલાં ગગનપટ તરફ દૃષ્ટિ ફેંકી. અને એકાએક ભીંત પરના ચિત્રની જેમ દેવી તેને દેખાયાં. એક પળના અનંતમા ભાગમાં તે અપ્રતિમ અને નેત્રાંધકારિ દૃશ્ય તેના ચક્ષુ સમક્ષ ચમક્યું અને એ હિમાચ્છાદિત ટેકરી ઉપર, નીલનયનયુગલ ચમકતું તેની પોતાની ચક્ષુને વિંધી આરપાર ઘુસી જતું જોયું. અને દાવાનળના પ્રચંડ તાપ આગળ સુકા પાંદડાઓ ચીમળાઇ જાય તેમ તેનું હૈયું અંદરને અંદર ચીમળાઇ ગયું. તેણે ચીસ પાડી અને બે હાથે હૃદય દબાવી તે બરફ પર પડયો અને તરતજ મૃત્યુ પામ્યો.

ત્યારે મહેશ્વરે કહ્યું: તારા જેવાનું સૌંદર્ય એક માનવી સહન કરીજ કેમ શકે? પરંતુ આ શબ અહિંઆ પડયું રહેવું ન જોઇએ. તેમણે તેને પગથી ઉંચકી અને પુનિત કરતા હાથમાં લઇ દૂર ફેંકી દીધું ત્યારે તે ખાલી શબ હિમશીત

વાતાવરણમાંથી ચીસ પાડતું ધસી ગયું અને ખરતા તારાની માફક હરદ્વાર આગળ ગંગામાં પડ્યું. પેલા કમનસીબ કથકનો આત્મા તત્ક્ષણ પૃથ્વી પર પાછો આવ્યો અને તેણે પુનઃ દેહ ધારણ કર્યો, અને કવિ બની અપ્રાપ્ય ચક્ષુની પ્રબળ આકાંક્ષાથી પ્રજ્વલિત હૃદયે તેને ઢૂંઢતાં, જીંદગીભર આખા જગતમાં તેણે ભમ્યાં કર્યું.



# નટરાજ

પ્રો. એફ. ડબલ્યુ. બેઇન

ના

AN INCARNATION OF THE SNOW

નો

અનુવાદ

# ભૂમિકા

અદ્વિતીય યાંત્રિક અને ઉદાત્ત કલ્પનાશક્તિશાળી એમે હયુક કહે છે કે ટાર્ટરી સ્થળાંતર કરતાં પંખી ગણુથી વસાયલું છે. "ઊંચે નભોમંડળમાં જુથમાં ને જુથમાં યથેચ્છ છતાં વ્યવસ્થિત રીતે વિહરતાં હોય તેમ ક્ષણે ક્ષણે લય પામી વળી પુનઃ સહજ પ્રાદુર્ભાવ પામતી સહસ્ત્રાકૃતિઓ આલેખતાં તમને એ દેખાશે." તેવીજ પ્રચંડ હિમાલયની હિમધવલ દિવાલ સુધી પથરાયલો અને દક્ષિણ તરફ શનૈઃ શનૈઃ ઉન્નત થતો જતો નિષ્પર્ણ અને વિશાળ સપાટ પ્રદેશ નરી સરોવર ભૂમિ છે. ભગ્ન દર્પણના કકડાઓની માફક અસ્તવ્યસ્ત વિસ્તરી રહેલાં અને ગગનતલના વર્ણથી પૃથ્વીને અંકિત કરવા ઇન્દ્રનીલની ભૂરી રમ્ય ચાદરો બિછાવી હોય તેમ તે શોભી રહ્યાં છે. મહેશ્વરના નિવાસસ્થાન કૈલાસની સહેજ દક્ષિણે દુસ્તર અને ગાઢા બરફમાં છૂપાયલું માનસ સરોવર તેમાંનું એક છે; અને તે પ્રદેશની લગભગ જ પ્રસ્તુત કથાની ઘટના છે. તેનું નામ ભાષારૂઢ હોવાથી તેને અંગ્રેજીમાં શબ્દશઃ ભાષાંતર કરી ઉતારતાં તેની ભારતીય ખૂબીને અલવલ પહોંચ્યા વગર રહેજ નહિ. તેનો ભાવાર્થ આ છેઃ હંસ અને સરોવર, ચંદ્ર અને આકાશ અને પાર્વતી ને શંકર વચ્ચેનો પરસ્પર સંબંધ, તેવોજ સંબંધ સ્ત્રી અને પૃથ્વીને છે. કાળના નીલઘેરા સરતી વચ્ચે રહેલો એજ ભેદી એકલો હંસ, સત્, અલંકાર અને અંતર્વાસિ.

સમગ્ર પ્રાચીન હિંદુ સાહિત્ય, એ કેવળ ચંદ્રની એક દીર્ઘસ્તોત્રમાળા છે એમ જો પ્રસ્થાપિત કરીએ તો તેમાં લગારે ખોટું નથી. પૃથ્વીભરમાં બીજે ક્યાંયે પણ અપ્રાપ્ય, લોકોત્તર ભૂમિની ઝાંખી કરાવતી, પવિત્ર સંધ્યા જેવા ચાંદ્ર વાતાવરણમાંજ તે વિસ્તરી રહેલું છે. આ ભભૂતિભર્યા ભેદી વાતાવરણ જેવું સ્વપ્ન ઘેરું, આટલું પ્રતિદિન દેખાતા સત્યથી દૂર દૂર બીજું એકે નથી. તોયે તેમાંજ વસતા પ્રત્યેક સામાન્ય માનવીના વારેઘડીના અનુભવે સામાન્ય બનેલું એ સહેલાઈથી સમજી શકાય એવું છે. કારણ કે વારંવાર તેનાથી મંત્રમુગ્ધ બની ચંદ્ર-પૂજામાં સપડાઈ મહાપાપનો ભાગી કોણ નથી બન્યું ? હિંદુઓ કહે છે તેમ સમીસાંજના ચંદ્રમાંથી ઝરતાં સાગરશીશો, રૌપ્યધવલ હસ, વળી આછી આછી કર્પૂરની હિમકણ સાથે મિશ્ર થતી સુરેખ, ભભૂતિભર્યું અધ ભેદી આકર્ષણ અને તેના ગ્રહભાવનો પ્રભાવ ન અનુભવ્યો હોય એવો છે કોઈ ? આથમતી સાંજે પોતાની દિવ્ય રચનાથી પ્રકૃતિ ગુલગુલના સરોદા પોતે ગજાવી શકે પરંતુ બીજો કોણ સ્પષ્ટોચ્ચાર વડે એ ભાવ વ્યક્ત કરી શકે ?

સને ૧૯૦૫માં યુવરાજના ભારતવર્ષમાં આગમન સમયે —દિવસે, હું પોતે પણ મુગ્ધ બન્યો હતો તે પળ મને સારી રીતે યાદ છે.

તે માંગલિક પ્રભાતે મુંબાઈમાં સા' ઉત્સા' અને ધમાલ ફેલાઈ રહ્યાં હતાં. વાઇસરોય અને રાજા..., લશ્કરી તેગજ દીવાની, પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય, દરેક, વર્ગના અમલદારો પારુ જ્યના ભાવિ ગાદીવારસને માન આપવા એક બીજા સાથે ધક્કામૂક્કી કરી રહ્યાં હતાં. હિન્દુસ્થાનમાં જરાયે મોભ્ભો ધરાવનાર સૌ કોઈ ત્યાં હાજર હતાં. પરંતુ હું પોતે અભાગીઓ એમાંનો કોઈ ન હોવાથી, દૂર દૂર

નીલઘેરા ઘાટ પરથી પરોઢીયે સૂર્યોદય પહેલાં ઉઠી ઝાંખા શીતલ અને છાયાઘેરાં ઉષાના પ્રકાશમાં અણદીઠ નીચાણમાં ફરતો ફરતો ઉતરી રહ્યો હતો. ઝાંખી ભુખરી ઝાડીમાંથી જાસુદીના રાતાં ઘેરાં પુષ્પો ટમટમી રહ્યાં હતાં; મળસ્કે વહેલાં ઉઠી ઉપર ચઢતાં ત્યાંના લગભગ નગ્ન, તામ્રવર્ણા અને ઘાસના ભારા નીચે બેવડ વળી ગયેલાં સ્ત્રી પુરૂષો હારબંધ પાંદડીયાળાં વાંકાચુકા પગથાર માં ચઢતાં દેખાતાં હતાં; એકાદ કાંકરો ફેંક્યો હોય તો ખાસ્સો હજારેક ફીટ નીચે ઘન ઝાડીને મથાળે જઇ પડે એવી ઊંડી ખાઇઓને મથાળે ભૂરી લતાની તોરણમાળાથી અલંકૃત પ્રચંડ થુવેર આવી રહ્યો હતો; આમ તેમ ઘેરી પશ્ચાદભૂમિ આગળ પાણ્ડુદ વન્ય આરારૂટના પ્રચંડ ઝૂંડ પોતાનાજ અવર્ણ્ય સૌંદર્યે લટકો કરી ઉભા હોય તેવાં જણાતાં હતાં. ઝરણાંઓના સુકાઇ ગયેલાં વહેણપથો મનુષ્યો કરતાં વાનરોની નિસરણીને વધારે યોગ્ય હતાં અને એવા તૂટાફુટા ખડકાળાં પગથારમાંથી હું નીચે એક સરખો ઉતરી રહ્યો હતો. એમ ને એમ ઉતરતાં કલાકોના કલાકો વીતી ગયાં અને સૂર્ય આખરે માથા પર આવ્યો; અને બાફે ગભરાવી મૂકતી વાયુહીન ખીણમાં હું આવી ચડયો. ત્યાં એક નાનકડો ઝરો ખળખળ વહી રહ્યો હતો. તેના કાચ જેવાં નીતરા જળમાં અસંખ્ય નાનકડી માછલીઓના ઝૂંડ આંખને લગભગ આંજી નાંખે તેમ ચમકારા મારી રહ્યાં હતાં. ધોળાં અને ચકચકાટ મારતા ધૂળાડાભર્યા માર્ગે ઉગેલી વૃક્ષરાજીમાં લીલા નીલમ જેવા પોપટ જુથો કિલકિલાટ કરતા ઉડી રહ્યાં હતાં. અને ફરી પાછું મેં ચઢવું શરૂ કર્યું. છાયાઘેરા શીતલ અને સુમધુર વન પથે —કો સુતેલી સુંદરીના મંડપ માર્ગ સમા, અને સ્વર્ગ પથથીયે દુરારોહ વનપથેથી ચઢી આખરે હું શિખરે પહોંચ્યો અને પુરાણા મરાઠા ગઢમાં જઇ ઉભો.

આ પુરાણો પહાડી કિલ્લો પ્રચંડ કાળા પત્થરનો બાંધેલો હતો. તેની પ્રત્યેક ફાટમાં એકાદ નાનકડું લીલુંછમ ઝાડ બે એક હજાર ફીટ એક સરખી સીધી ઊંડી આવેલી કરાડની છેક કિનારી પર આકાશમાં ઝોલ્લાં ખાઇ રહ્યું હતું. એટલે ત્યાં આગળ તો તે કિનારીપર, સુકા ઘાસે છવાયલો તે ખંડિયેર કિલ્લો અને નીચે આકાશ એ બે વચ્ચે મારી હાલત હવામાં ઝૂલતા ત્રિશંકુ જેવી લગભગ થઇ પડી. અને હવે તો લગભગ ખરી બપોર થઇ હતી. મોટાં નીલ અને ધાતુવર્ણી પતંગીઆઓ મારી આજુબાજુ નિરાંતે ઉડી રહ્યાં હતાં. મારી પાછળજ જંગલ નિઃશ્વાસ મુકી ગણુગણતું હોય તેમ લાગતું હતું; વળી કોઇ જીવજંતુ વારેઘડીએ એકાએક મારા કાન આગળથી ઉગ્ર ગણુગણાટ કરી બીજી પળે અદૃશ્ય થઇ જતું. આઘે આઘે નીચે કોઇ બાજ પક્ષી ચિત્રવત્ ભમી રહ્યું હતું. અને વારે વારે નીતરા નીલાકાશમાં કિલ્લાપર ગંભીરતાથી ભમી રહેલું કોઇ ધવલું ગીધયુગલ મારી નજીકથી તરાપ મારી ધસી જતાં તેની પ્રસારેલી પાંખોના સડસડાટે ક્ષણભર મને ઝબકાવતું; આંખ અને શ્રવણેંદ્રિય વડે ઉત્તર, દક્ષિણ, પશ્ચિમ અને ઠેઠ નરી નજરે જણાય ત્યાંસુધી દગ્ધ, તપ્ત અને શુષ્ક બની રહેલાં અને સ્મશાન શાંતિવડે છવાયલાં વન્યગિરિશ્રીના ડરામણા અને અમંમલ સૌંદર્યને પીતા, શાંત પડેલા અજાણ્યા પ્રવેશકને—અને સાશ્ચર્ય, તીક્ષ્ણ અને તેજસ્વી નયનકટાક્ષે તે અસ્વસ્થ બનાવી દેતું હતું. આજુબાજુ વિસ્તરી રહેલો પ્રદેશ જાણે ધડકતો હોય, કે નીલતેજમાં વર્ણ બદલતા ગાળેલી ધાતુના પ્રકાંડ પાત્ર સમો પ્રકમ્પનો હોય, અથવા તો બાલ્યકાળની પુરાણી અરેબીયન નાઇટ્સમાંના કોઇ આફ્રિકન જાદુગરની માયાવડે પ્રાદુર્ભૂત એકાદ રણ સમો એ, પીળા સમુદ્રોની પેલે પાર કોઈ અજ્ઞાત પ્રદેશને વર્ણવતી સત્ય અરેબીયન નાઇટ્સની કથા માફક પથરાઇ રહ્યો હતો.

આવાં અનંત ચિત્રને, અગાધ ઊંડાણને અને વિશાળ વનપ્રદેશને પંખી યુગલ સહ જોતાં મારા સ્મરણપટ પર અચાનક દૂર દૂરના સિરિયન પ્રદેશમાં જોસફના જુગજુના આશીર્વાદની વાત તરી આવી. અહિંઆ આ પ્રાચીન ટેકરીઓ પર પુરાણા ગહર્ષિઓની માફક કોઇ અપૂર્વ ચેતના સ્ફુરતી હોય તેવું તમને લાગશે. ત્યાં પ્રશાંત પડી રહેતી પ્રચંડ કાળ ઘટિકાનો ટીક ટીક સ્વર અને નભોગંડળમાંથી પુનરાવર્ત થતો તેનો પ્રતિધ્વનિ તમને સંભળાતો લાગશે. ખરેજ! પતંજલિની વાત સાચી. નિઃશબ્દતાને સણુના ટેવાયલાઓ પાર્થિવ સ્વરો કરતાં મધુરતર સંગીત અને નિનાદ સાંભળતા શીખે છે.

ઉત્તરમાં દૂર દૂર ક્ષિતિજ પર તેજરાશિમાં ઢંકાયલા મુંબઇ તરફ મેં મીટ માંડી; અને હું ગણગણ્યોઃ **ઓ યુવરાજ, નીચું ઘાલી મોં ફેરવી બેઠેલી અને જગતથી ભૂલાયલા દેવદેવીઓના અર્ચનમાંજ તલ્લીન બનેલી હિંદદેવીના હૃદયની આ વાત તારા સમાગમમાં આવતો કોઇએ જાણ્યો હશે યા કહેવાની હિંમત કરી શકશે કે હિંદને બીજા કંશાની પરવા નથી!** (જુઓ, જુઓ મારી આ કૃશ કાયા, પરદેશી નૂતનશ્રીથી હું આજે કેવી લીલીછમ બની છું! જુગજુગ જુની હું, આનાથી રતીભારે ન ઉતરે એવા નવલાં ફળફૂલોનો નિધિ પ્રગટાવતી હતી. પરંતુ ભલે માણસ પોતાને અનુકૂલ અને મરણ બાદે તેનો બદલો વાળી આપે એવી સહધર્મચારિણી શોધી લે.) હું તો જડ જેવી બની ગઇ છું. મને મારા પુરાણા દેવદેવીઓ જોઇએ છે, તમારા નહિઃ એ તો મારાંજ બાળકો. તમારા પ્રોટેસ્ટન્ટ પાદરીઓ કેવળ ઉદ્ધતાઇ સિવાય બીજું કશું નથી. તમારો જડ અને વિષણ્ણુ ઇશ્વરવાદ એ તો કેવળ મારા આનંદપ્રદ અને લાક્ષણિક બહુ ઇશ્વરવા-

દનો અંશમાત્ર છે અને તેજ અકળ અને અચિંત્ય ઇશ્વરત્વની સુસ્પષ્ટ ઝાંખી કરાવે છે. અને મૂર્તસ્વરૂપનો વિચાર પણ મારો છે; તમારો નહિ. જે જે મને તમે શીખવવા આવ્યા છો તે તમારી હસ્તી પૂર્વે ભીસર જાણતું હતું તેનાથી યે વધારે સારી રીતે હું જાણું છું. હું યે એક પવિત્ર ભૂમિ છું: મારૂં સમગ્ર વાતાવરણ પૂનિત છે, છતાં તમે મારીજ પ્રાચીન ગૂઢ વિદ્યાના છૂટા છવાયા અંશો મને શીખવવા તમારા તોરી મોચીડાઓ અને મૂર્ખ, પ્રિયાઆલિંગનમાં મસ્ત પાદરીઓને મોકલો છો. જાણે કે વેલ્શના શિખરો દરિયાપારથી કૈલાસ કે કંચન ગંગાને પર્વત એટલે શું એ બતાવવા આવે કે સહરાનું રણ ગુમાન રાખી બ્રાઝીલને વનસ્પતિશાસ્ત્ર શિખવવાની લાયકાત આગળ કરે; તેના જેવી આ વાત છે. કોઇ ન્યુકેસલમાં કોલસા કે એથેન્સમાં ઘુવડ લઇ જાય ખરો? કળા જેમ ગ્રીકને, રાજનિતિ રોમને કે ધંધો વ્યાપાર લંડનને વર્યા છે તેમ હું ધર્મને વરી છું. અને ખરેજ, જેમ તમારા દોઢડાહ્યાઓ કહે છે તેમ ધર્મ એ કેવળ મિથ્યા પ્રલાપ છે તો હું પણ એથી વિશેષ નથી. પણ એમ ન હોય તો ફરી એકવાર સાંભળી લ્યો, કે ગંગા, ટેઇમ્સ કરતાં વધારે પવિત્ર છે અને ઓકસફર્ડ કે કેમ્બ્રીજ કેવળ પંખીગણોનું નિવાસસ્થાન હતું ત્યારથી પૂનિત જલ-તીરે **તત્વમસિ**ની ઉદ્ઘોષણા કરતા પ્રશાંત ઋષિઓથી વાસિત બનારસમાં લંડનના સઘળા દેવસ્થાનો કરતાં સવિશેષ ધાર્મિકતા રહેલી છે.

× × × × ×

અને ત્યારબાદ થોડા વખત પછી હું ઉઠયો અને ડુંગર ઉતરી મેદાનમાં આવ્યો. દાંતેની માફક માર્ગભ્રષ્ટ બની કેટલાયે કોશ હું આડોઅવળો ભટકયો; અને અસ્વસ્થ તબીયતે રવિદેવનાજ સામ્રાજ્યમાં દિનભર લગભગ ત્રીસેક માઇલ ચાલી તેને આહ્વાન કરવા

જેવા મારા ઉદ્ધત કાર્યની મને શિક્ષા ભોગવવી પડી. કારણકે હવે ફરી, જનસ્થળ પ્રાપ્ત કરવા સારૂ તદ્દન નિર્જન વૃક્ષહીન તથા દિવાલ જેવા એક સરખા ઉભા અને રવિતેજે ધગધગતા ડુંગરાને મારે ફરજીયાત ચઢવોજ રહ્યો. હારી થાકી હું વીસ વખત બેસી ગયો હોઇશ. અને આખરે જ્યારે મથાળે પહોંચ્યો ત્યારે આગળ વધવાનો રસ્તોજ નહોતો. હજારેક ફીટ ઉંચા થાંભલાને તળીએ ગબડી ફરી ચઢવાના દુઃખે વળગી રહેલી માખીની માફક મારે પણ ફરી આખો રસ્તો વટાવવાની ન છૂટકે ફરજ પડી. એના કરતા મોત આવને તો ભલું.

મેં વૈરીને વિદાર્યો છતાં એ ચઢાણને તો હું કદિ નહિ વિસરૂં. લોથપોથ અને પસીને રેબઝેબ બનેલું મારૂં અંગેઅંગ ધ્રૂજી રહ્યું હતું. હું એટલો તો લોથપોથ બની ગયો હતો કે કદાચ કોઇએ મને બોલાવ્યો હોત તો ખરેજ ખડખડાટ હાસ્યની સાથે શ્રાવણ ભાદરવો મારા નેનોમાંથી વહેત. એવીજ હાલતમાં હું મારા ઓરડે પહોંચ્યો અને ખુરશી પર લાંબો સડ થયો. જગત બધું સ્મરણપટ પરથી સરી ગયું. હું લગભગ જાગ્રત સ્વપ્નાવસ્થા જેવી ઘેનઘેરી નિદ્રામાં પડ્યો. એમ ને એમ સમય વીતતાં ક્રમશઃ દિવસ પૂરો થયો.

અને અચાનક કોઇ મને અડક્યું હોય તેમ સફાળો હું જાગ્રત થયો. સૂર્યાસ્ત થઇ ગયો હતો, દિવસ પૂરો થયો હતો. મારી સામે સ્થિર, ચેતનહીન અને ઝાંખી પેલી નિષ્ઠુર પર્વતની હારમાળા પથરાયલી હતી. અને તેને શિરે ગગનનો ચોક ઉપરનો બાજુએથી ઘેરા જાંબુડા રંગે અને નીચેની બાજુમાં, ઝાંખા સ્વચ્છ અને નીતરા નારંગી રંગ વડે રંગાઇ, અહિંઆ ત્યાં ઉગેલા કોઇ તારા વડે શોભી રહ્યો હતો. મારી ચોપાસ તમરાનો ગણગણાટ, માળે પાછાં વળતાં પંખીઓનો કિલકિલાટ, આછો અંધકાર અને ઘટાળાં વૃક્ષનો ભૂલભૂલામણો

ભાગ પથરાયલાં હતાં. તેની ઘટામાંથી અવારનવાર કોઇ વનવાગળું નીરવ ઉડી, ક્ષણભર ગગનપટ પર લટકતું દેખાઇ તરતજ કોઇ ભૂતડાની માફક અદૃશ્ય બનતુ. રસાતળ અને ઉચ્છ્વાસ લેતી પૃથ્વીની સમીસાંજના સત્ત્વ સમી સુવાસ મારા મગજને તર કરી રહી હતી. અને સૂતાં સૂતાં મેં ધુમ્રાચ્છાદિત વાતાવરણવાળા આસમાની આકાશમાં વિશાળ, પીળા પોખરાજની માફક ઝૂલતુ ચન્દ્રબિંબ દીઠું. પર્વતના શિખરની ઘેરી કિનારીને અટકતુ, અંગુઠાપર ઉભું હોય તેમ આછા આછા જાદુઇ મેઘધનુષ્યના વર્ણની સુરમ્ય અને લલિત ઝૂલે એ ઘેરી વસ્તુને પણ વિમળવાન બનાવી રહ્યુ હતુ.

મારી સામે ચન્દ્રમંડિત શિરે ઉભેલા એ મહેશ્વર હતા.

તેને ટગર ટગર નીરખતા મને ચંદ્રે ઝૂકીને કાનમાં કહ્યું: જો ! હું સંધ્યાતારક છુ, દેવેન્દ્રનો મુકુટ છું, સમીસાંજનો ગ્રહ છું, અકલ્પ્ય સૌંદર્યનું પવિત્ર મૂર્તિમંત સ્વરૂપ છું. અને મારા સૌંદર્યમાં તરબોળ બની જ્વરાહત બાળ પ્રત્યે માતાના દૃષ્ટિપાત કરતાંયે વધારે સ્નેહભર્યા મારા ધવલ તેજોરાશિમાં આકંઠ બુડયા પછીએ તુ શું મને નહિ પૂજે કે મારો ભક્ત નહિ બને: મને દેવ તરીકે નહિ સ્વીકારે ? કારણુ કે હું કોણુ છું: ઔષધીશ, આત્મધા રૂઝવનાર, પ્રશાંત, ફીકી, સુમધુર, મધ્ય રાત્રિની દિવ્ય મૂર્તિ, સુંદર શ્યામળ વસ્તુ માત્રમાં અતીવ શામળી અને સુમધુર છતાં વિમળતામાં સર્વથી શ્રેષ્ઠ છું. પ્રાચીન કાળના લોક મને નમતા હતા અને હજીએ પૌર્વાત્યો મને મહેશ્વરની જટાજૂટમાંની ચંદ્રલેખા માની, આ અંધકારમય જગતના મસ્તકે વિરાજતું એકજ રાજ્યરત્ન ગણી નમે છે, વધાવે છે, તેમ તું મને નહિ નમે, નહિ વધાવે ? લાક્ષણિક હંસલો કે બિલોરી ગોળો વા કર્પૂરનું પંચપાત્ર અથવા અમૃતતુલ્ય બરફ ઝરણું કે

સ્વર્ગંગાનું રૂપેરી નાવડું અને એવા બીજા ઘણાએ નામે પ્રાચીન કાળના લોકો મને ઓળખતા હતા, અને આર્ટીમીસ, ઇઓ, બેન્ડીસ, ડાએના પ્રોસર્પાઇન, એસ્ટાર્ટ, એટર્ગેટીસ કે ઇસીસ અને એવી બીજી હજારો સંજ્ઞાએ અને માતા, પુત્રી કે પ્રિયારૂપે પ્રવર્તી રહેલી અને પોતાના ગહન નૃત્ય પાછળ વિશ્વને સ્વેચ્છાએ આકર્ષતી વિધાયક શક્તિના ચિહ્ન રૂપે તેઓ મારી ઉપાસના કરતા હતા. તેમના આકર્ષણ કે સ્નેહ શક્તિને કોઇ કળી નહિ શકતું, છતાં પ્રેમ કે સૌંદર્યની સંજ્ઞાવડે તેને વ્યક્ત કરવા સૌ કોઇ મથતા. પોતાનીજ અધમતા અને અરમણીયતાની પૂજા વડે મહાશક્તિ અને વિશ્વસૌંદર્યનો પંથ સ્થાપિત કરવા પેલા મુક્તિફોજવાળાઓ અને પેલા અધમ અને અર્ધજંગલી નીચ લોકોના ટોળાઓએ પુરાણી પ્રસ્થાપિત વેદી ઉખેડી નાખી: તેઓને થોડીકજ ખબર હતી કે કવિતા અને કુદરત, પ્રેમ, ધર્મ અને તત્ત્વજ્ઞાનના સંમિશ્રણવાળી મારી અનેકેશ્વરવાદિતામાં, એ ગહન મૂર્તિપૂજાના ભાવમાં, ન્યુટન કે લાપ્લેસની કોઇપણ યાંત્રિક શોધ કરતાં વધુ તાત્ત્વિક અને ગહન રહસ્ય છૂપાયલાં હતાં. મારાવિહોણી રાત્રિ કરી ઘો, જગતના સંચાલક તત્ત્વમાંથી મને બાદ કરો તો રહેશે કેવળ સારહીન દેહપિંજર અને સ્થિર, અચેતન અને અર્થહીન અંધકારની અખંડ રાશિ. કારણ કે જગતને ગણિતશાસ્ત્ર કે શિલ્પશાસ્ત્ર, મીશનરીઓ વા મોટરકારોને દાળભાતથી યે સૌંદર્યની વિશેષ જરૂર છે. એ તો આત્મવિદ્યાનું પ્રારંભિક અને છેવટનું સત્ત્વ છે, તાત્ત્વિક સાર છે અને પોતે નિરંતર સ્થિર છતાં સકળલોકને ગતિમાન કરી રહ્યું છે. અને પેલા જંગલી મૂર્તિભંજકો અને તેના વંશજો મોઢેથીજ મારો વ્યર્થ અસ્વીકાર કરતા હતા અને કરે છે. તેમના કાર્ય અને તેમનું સાહિત્ય તેમની દાંભિકતાને ઉઘાડી પાડે છે. તેમના કવિઓજ એ "બુતપરસ્તી"

માંથી કલ્પના ચોરી તેમાં રહેલી સુંદરતા સ્વીકારતા નથી. અને ઉખેડી તે સ્થાને પ્રસ્થાપિત થયેલો સંપ્રદાય એ તો પુરાણકાળના લોકે વિચારી ત્યજેલો શુન્યવાદ અને મૃત્યુ સિવાય કશું નથીઃ કળા, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, સમાજ અને રાજ્યનું મૃત્યુજ. એ સઘળાનું હું જીવન છું કારણ કે મારા વડેજ તેઓ ટકી રહેલાં છે. અને ખરૂં પૂછો તો એ સઘળા મારી સ્થાપના કર્યા બાદજ પુનર્જન્મ પામી કટકે કટકે બીજે નામે ફરી ઠેકાણે આવ્યા છે. મારા વગર જગતની પ્રગતિ નથી એટલે મારોજ અસ્વીકાર કરનાર દરેક સપ્રદાયનો દાંભિકતામાંજ વિલય સર્જાયો છે. છતાં હું તો મારે નિરંતર સાચા દેવની માફક મને કોઇ પૂજે છે કે નહિ તેની લેશ પણ પરવા કર્યા વગર મારી સખી પૃથ્વીની આજુબાજુ મારી હંમેશની પ્રશાંત અગમ્ય પ્રસન્નતાથી ભમ્યા કરૂં છું. કારણ કે ભક્તને ભગવાનની જરૂર છે, ભગવાનને ભક્તની નહિ. સાચી ભક્તિમાં બદલાની આશા નથી હોતી. અને એવા સાત્વિક અને પવિત્ર આત્માને એટલુંજ બસ છે. કારણ કે બીજું તો વાસના, વિકાર, ત્રુટિઓ, હર્ષ અને વિષાદ વગેરેથી ભરપૂર છે. હું ન જણાઉં ત્યારે તમે મને જોવા તલસી રહો છો, હોઉં તો મને ભેટવાની પ્રખર ઇચ્છાએ બળીજળી રહો છો. મારી સાથે તાદાત્મ્ય સાધ્યા બાદ છેવટે તમને સમજાય છે કે મારી પિપાસા શાંત થઇ શકે એમ નથી, કારણ કે કુદરતી રીતે હું ઠગાવાનોજ. કારણ કે મારા પુરાણા ઋષિઓ સમજ્યા હતા તેમ સૌંદર્ય ચંદ્ર જેવું દુર્ગમ્ય અને સાગર જેવું લાવણ્ય ભર્યું છે. મને મેળવવા મથનાર નિરાશ થાય છે; ગારૂં પાન કરનાર, મારીજ અનંત પિપાસાએ ગાંડાતૂર બની માયા જેવા મારા સૌંદર્યને બદલે તેની કડવાશ અને ખારાશને પી........

× × × ×

ત્યાં તો અચાનક ઘુંટણુ ઉપર કંઇ સરકતું હોય તેમ મને લાગ્યું. બે ભુજાઓએ મારી ગરદનને પાશમાં લીધી અને સુંવાળા ગાલ મારા ગાલ સાથે અડક્યા. એ તો મારીજ નાનકડી કીકી હતી. મેં તેને કહ્યું: માયા, આ પેલો ચાંદલીયો મને શું કહેતો હતો તે તું જાણે છે? એ તો એમ કહે છે કે તું તો નાનકડી ઢીંગલી છે, અને ભારે હગારી છે; વળી સ્વાદે ખારી અને મેલી છે.

મારી સામેથી માથું ઉંચક્યા વગરજ એ બિચારીએ તરતજ મોઢું ફેરવ્યું અને ચંદ્રને જોવા લાગી. મારી આંખો પર એના વાળ પથરાઇ રહ્યા. ગાઢ વિચારમાં ઉતરી પડી હોય તેમ કુમળી આંગળીઓ વડે મારા કાનને પંપાળતી એમ ને એમ એ ઉભીજ રહી. પછી તેણે જવાબ આપ્યો: હું રડું છું ત્યારે ખારી તો લાગુ છું. પણ ચાંદા મામાએ એ ક્યાંથી જાણ્યું? અને મારામાં એ ખારૂં પાણી આવ્યું ક્યાંથી? દરિયામાં નહાતી'તી ત્યારે બહુ કોગળા પાણી પી ગઇ'તી તેથી?

મે કહ્યું: ના, એ વખતે કંઇ તે એટલું બધું નહોતું પીધું. પણ ઘણા ઘણા વખત પહેલાં તું અને ચાંદલીયો પાણીમાં રમતાં બાળકો હતાં, ત્યારે તેં પીધેલું તેથી.

અને મેં એ અનુદ્વિગ્ન મહામાયા તરફ અસ્તવ્યસ્ત વાળમાંથી જોયું. હું ગણગણ્યો: ઓ ગહન સુંદરી, મારે ખરેજ ગાંડા કોને કહેવા? તને પૂજનારા પ્રાચીનોને કે તને તિરસ્કારતા અર્વાચીનોને? પણ જો તારી મરજી હોય તો, આ મારે હૈયે વળગેલી લવણસુતા કાજે—આ નૂતન ઇસીસ કે એફ્રોડાઇટ કાજે, મને તારા પૂજક તરીકે ભલે ગણજે.

**એફ. ડબલ્યુ. બેઇન.**

# નટરાજ

## પ્રાર્થના

યુવાન કે યુવતિના હૃદયમાં પરસ્પર દર્શને અચાનક
પુનિત જ્યોતિ પ્રકટાવી, ફરી ફરી જીવન પ્રાપ્ત
કરી ઉદ્‌ભવતા નિર્ભાગી અને પુનર્જીવન
સારૂ ટળવળતા કામદેવના દેહને
ભસ્મીભૂત કરી, અવતારોની
અનંત શૃંખલા નિર્મિત
કરનાર તે ઉગ્ર
ત્રીજા નયનના
ચમકારને
નમસ્કાર
હો.

# હિમાત્મા

ઉત્તર દિશામાં ઉછળી પડતાં હાસ્યના આકસ્મિક ઘોષની માફક નભોમંડળના નેત્રમાં ધસી જઇ આજુબાજુ મંદગતિથી વહી રહેલા ઉન જેવા વાદળાંઓને "હા હા! મારા હરિફો, તમારામાં તાકાદ હોય તો મારા વર્ણની બરાબરી કરો" એમ આહ્‌વાન કરતો દુધ જેવો શ્વેત હિમગિરિ આવેલો છે. અને તેની નજીક ઘણે નીચે વૈડૂર્ય મણિના પ્રવાહી રાશિ સમું નીલ અને શાંત સરોવર આવેલું છે. તે પર તરતા ત્યાંના હંસો, છૂટા પડી ગયલા હિમશ્રૃંગના વિભાગો જાણે સરોવર તલ પર બરોબર સ્હામે આવેલા આકાશના તારાની માફક શોભતા સોનેરી કમળના ઝૂંડની કુમળી કુંખો આરોગવા ઉપસ્થિત થયા ન હોય શું, તેમ પ્રતિબિંબિત થતા દેખાય છે અને ત્યાં ઘણા સમય પૂર્વે મહાદેવ પરણ્યા પછી તરતજ પોતાની નવવધૂને લાવ્યા.

ત્યારપછી તે પવિત્ર ગિરિશ્રૃંગ પર હિમસુતા સાથે તે ભૂતેશ્વર ક્રીડા કરતા હતા તેવામાં દૈવવશાત્ એવું બન્યું કે તેઓમાં પ્રેમ-કલહ જાગ્યો. કારણ કે મહેશ્વર સ્વગત કહેવા લાગ્યાઃ પ્રેમ-કલહ કરતાં બીજું શું વધારે મધુર છે?

અને વિશિષ્ટતા વિના દેવ થયાંનું સાર્થક શું ? અથવા શું એમ માની લેવું કે મર્ત્યોના આનંદદાયિત્વના મૂળો અમારે –તેઓના દેવો–સારૂ નિષેધ કરાયલા છે ? ઉલટું અમે બે પ્રેમીઓ વચ્ચે બીજા બધાઓ કરતાં અમારી પ્રચંડ વિશિષ્ટતાના પ્રમાણ જેટલોજ મધુરતર અને જાણે બાહ્યરૂપમાં બીજા બધાં જેવોજ છતાં તે સઘળાઓને ઉલ્લંઘી જાય તેવી તન્મયાવસ્થાની ઝાંખીને ધારણ કરતો પ્રેમ-કલહ જાગે.

અને તેથી પોતાની પ્રિયાને ચુમવાના મિષે એકાએક તે તેની તરફ વાંકા વળ્યા, તે વખતે તે ચતુર દેવે ગંગાને આકસ્મિક રીતે પોતાની જટામાંથી બહાર (દેખાઈ) જવા દીધી. અને હિમસુતાએ તેને જોઇ. તરતજ તે ડંખ દેવાની તૈયારી કરતા સર્પની જેમ ક્રોધથી ક્ષુબ્ધ બની, ઘડીમાં ફીક્કી પડતી ઘડીમાં લાલચોળ બનતી, છલાંગ મારી ઉભી થઇ ગઇ. તે દરમ્યાન, તે દેવ તરફ નહિ પરંતુ ગંગાને નિહાળી રહી હતી. અને બહુ ધીમે શ્વાસોચ્છ્વાસ લેતી એવી રીતે ટટાર ઉભી રહી કે તેના ઉન્નત અને ગોળ સ્તનો ગુસ્સામાં તેના શરીર પરથી છૂટા પડી જવાની અણી પર ન હોય શું તેવા દેખાતા હતા. તરતજ તેણે દેવ તરફ શોક અને તિરસ્કારનો એકજ દૃષ્ટિપાત કર્યો. અને કૈલાસપરનું સ્વસ્થાન છોડી ખરતા તારાની જેમ એકજ ઉછાળે ચંદ્રશેખરને તે શિખર પર એકલાજ છોડી દૂર દૂર ઘણે નીચે આવેલા માનસસરને કિનારે તે આવીને ઉતરી. ત્યાર પછી ચરાચર પ્રાણીઓના પ્રભુ સ્વગત મલકાયા. અને તે બોલ્યાઃ નીચે જગતમાં મારી પ્રિયા ચણ્ડી કહેવાય છે તે અકારણ નથી.

કારણુ કે તેની ઈર્ષાનો ઉભરો જાણે તેના પ્રેમની પરાકાષ્ટાનો દર્શક ન હોય શું તેવો છે. અને કેવળ રંગમાં નહિ પણ ઉષ્ણુતામાં યે તે અગ્નિજ્વાલાની બરોબરી કરે છે. ત્યારે, આટલે સુધી મારા ધાર્યા કરતાં યે વધુ મારી યુકિત સફળ નીવડી છે, અને હવે ઇચ્છિત કલહ ચતુરાઈથી ચાલુ થયો છે.

અને ગૂઢ ધ્યાન શક્તિ વડે પોતાની દૃષ્ટિને મદદ કરી તેમણે નીચે માનસ તરફ જોયું. અને ક્ષણવાર પછી તે બોલ્યાઃ પોતાના પ્રિયતમના વિરહે ઝૂરતી ચકવાકીની જેમ પેલા સરોવરના કિનારા પર તે બેઠી છે. અને વિષાદમાં પોતાનું નાઝુક અને સુકોમળ શરીર વાળે છે ત્યારે આટલે દૂરથી, સમુદ્ર ઉપર નીચાણમાં લટકતી કેવી આબેહુબ મારી ચંદ્રકળા જેવી તે લાગે છે; અને છે તેમ, તે જાણે સરોવરતલપર ફરીથી ઉદ્ભવી નહોય શું તેવી દેખાય છે. હા! જો ફક્ત તે જાણે તો ગમે તે વસ્તુપર ઈર્ષા કરવાનું ભાગ્યેજ તેને કારણ મળે. પોતાનાજ અનિવાર્ય સૌંદર્યથી એ અપ્રતિમ સુંદરી આટલી અજ્ઞાન છે. અને પળવાર સ્નેહ અને આનંદભર તે તેની તરફ જોઈ રહ્યા. થોડીવાર પછી તે બોલ્યાઃ ચાલ, હવે મારી યુક્તિનો બાકીનો ભાગ મને પાર પાડવા દે. કારણકે આ બિચારા મર્ત્યોની માફક એક સમયે એક સ્થળમાં હોવાનું મારા સંબંધમાં નથી. ત્યારે હવે, મારો અભાવ છતાં મારી કોપાન્વિત સુંદરીના સમાગમમાં આવીશ અને બીજા રૂપે ઇચ્છાનુસાર તેના પ્રેમજન્ય વિષાદની મધુરતાના વૈવિધ્યને ભોગવીશ અને તે ન જાણે તેમ અને તેની ઈચ્છા ન છતાં મક્ષિકાની જેમ

મારા કમળના અમીનું હું આચમન કરીશ, તેમજ તેની અનિચ્છા છતાં તે મને અજાણ્યે પ્રીતિ બતાવશે, લાડ કરશે.

અને તરતજ તે મહાયોગી અન્તર્ધાન પામ્યા. અને તેજ ક્ષણે એક જંગલી હંસ કૈલાસપરથી નીચે સરોવર તરફ ઝડપથી ઉડતો ઉતરી આવ્યો અને પેલા હિમાચ્છાદિત શૃંગપર તો, હિમપરપડતી તેની ઘેરી નીલ છાયા સિવાય શું રહ્યું નહિ.







૧.

આ બાજુ હિમસુતા શોકમગ્ન બની એકાંત સરોવરને કિનારે બેઠી. અને પાણી પર ઝૂકી રહેલી ઘેરી નીલ શિલાપર જમણા હાથે શરીરને ટેકવી અને ડાબો ખોળામાં રાખી, સહેજ પાછળ ઢળતી અને નાનકડા ચરણોમાં આંટી મારી સરોવર પર ઝૂલતી તે બેઠી હતી. નીતરી સપાટી પર આટલી સુંદર રીતે પ્રતિબિંબિત થતી મૂર્તિને અણધાર્યા ક્ષોભથી ગુમાવવાની બીકે સરોવર જળ પણ બીલકુલ શાંત અને સ્થિર પડયું રહ્યું હતું. પાણી તરફ ટગર ટગર જોતી એક બાજુ સહેજ માથું નમાવી તે શોકા-ર્ત બની બેઠી હતી; એટલામાં એક અશ્રુબિંદુ તેનાં વિશાળ નેત્રમાંથી સરી સરો-વરમાં પડતાં પહેલાં તેના ગાલપર ક્ષણભર ઝૂલી રહ્યું.

અને તેજ ક્ષણે તેણે પોતાના માથાપર ઘણે ઉંચે કોઈ હંસની ચીસ સાંભળી. તેણે ઉંચે જોયું અને એને બાણની જેમ પાણીની અંદર ધસી જતો અને નીતરા જળની વાછંટ ઉડાડી તેની સપાટી પર રૂપાના હળની જેમ તરતો દીઠો. થોડા વખત પછી તે સરોવરની સપાટીપર શાંત બની ઉભો રહ્યો.

ત્યારે હિમસુતાએ પેલા હંસને તેની પોતાની ભાષામાં બોલાવ્યોઃ ઓ રાજહંસ, મારી પાસે આવ અને તારી લાંબી

મુસાફરીની વાત મને કહે. તું ક્યાંથી આવ્યો અને ક્યાં જવાનો છે? પોતાને કોઇ બોલાવે છે એમ સાંભળી તે ભવ્ય હંસ ભગભગ પાણીની બહાર ઉછળી આવતા તેના આતુર ચરણોના પ્રચંડ ઝપાટા વડે ફપાટાબંધ તરતો તેની પાસે આવ્યો. અને શોકમગ્ન પાર્વતી સાનંદાશ્ચર્યથી તેને જોઇ રહી. તે બોલીઃ રઢિયાળા હંસ, ભારે શ્રમ પછી, તારી રૂપેરી કાયા હોડીની જેમ આ શીતળ જળમાં હલેસતાં તને કેટલો આરામ થતો હશે! તેં જે જે જોયું તેની વાત મને કહે.

ત્યારે હંસે કહ્યુંઃ ઓ કુલાંગના, હું દક્ષિણ દિશામાં આવેલા દૂર દૂર પ્રદેશમાંથી આવ્યો છું. અને મેં વસતિથી ઉભરાતા શહેરોમાંથી અને મારા જાતિબંધુઓ કે વાદળાઓ સિવાય કોઇથી ન ઓળંગાય એવા અનેક સમુદ્ર અને રણમાંથી અવિશ્રાંત મુસાફરી કરી છે. અને ગંભીર નાદે ખીણોમાં પડતા તથા પ્રચંડ વૃક્ષોમાં છૂપાયલા નીતરા જળધોધોવાળા જ્યોત્સ્નાથી પ્રકાશિત પર્વતો અને પવનમાં મંદ મંદ ડોલતી પોયણીઓ અને ખસખસના છોડવાઓથી છવાયેલા વિસ્તૃત હરિયાળા વનોમાંથી મુસાફરી કરી છે; છતાં આ સુમધુર સરોવર અને તેના કિનારા પર બેઠેલી તારા જેવી સુંદરી, એના જેવું સુંદર દૃશ્ય મેં કદી જોયું નથી. તું કોઇ દેવી છે કે વિદ્યાધરી? કોણ છે? ત્યારે પાર્વતીએ કહ્યુંઃ ઓ હંસ, હું આ હિમાદ્રિની પુત્રી છું અને ભગવાન ચન્દ્રશેખર મારા પતિ છે.

ત્યારે તે હંસ પાણીમાં ટટાર થયો અને પોતાની પ્રચંડ

પાંખો ફફડાવવા લાગ્યો; અને તે બોલી ઉઠયોઃ હા! ગૌરી તારી કૃપાથી હું સ્વપ્નમાંથી જાગ્રત થયો છું. અને ગહન અંધકારને ભેદતા પ્રકાશના કિરણની જેમ મારા પૂર્વજન્મના સ્મરણે એકાએક મારા આત્માને ભેદ્યો છે. હવે હું સમજ્યો કે અજ્ઞાત ભાવિની અટકળ વા સ્મૃતિ જમીનમાં રહેલા બીજની જેમ અમર આત્મામાં આછી આછી કદાચ રહે અને તે ભવ નષ્ટ થતાં બીજા જન્મમાં તે પરિપૂર્ણતાને પામે. કારણ કે સાંભળ. એકાએક સાંભરેલા પૂર્વજન્મમાં, આ સરોવર અને તેને કિનારે શ્વેત કરપલ્લવ અને વિશાળ ભુરી ભયગ્રસ્ત આંખોવાળી આજ પ્રમાણે બેઠેલી તારી ચિત્રમૂર્તિએ મારા હૃદયમાં વાસો કર્યો હતો. કારણ કે તારા જેવી બે કયાંથી હોઇ શકે ? અને ઉન્મત બની તને શોધવા હું ભટકયો અને પરિણામે મારો, મારા કુટુંબનો અને છેલ્લે મારી સ્ત્રીનો પણ નાશ થયો. પરંતુ એ પણ મારા પૂર્વજન્મના કર્મોનું પરિણામ હતું. સાંભળ, હું મારી વાર્તા તને કહું.



૨.

એ બોલતો હતો એટલામાં એક પ્રચંડ કાળો ભ્રમર એકાએક ત્યાં આવ્યો અને સરોવરની આજુબાજુ ગુંજન કરતો ઉડવા લાગ્યો. પાર્વતીએ હંસને કહ્યું: સબુર. પછી તેણે ભ્રમરને બોલાવ્યો. તે તરતજ આવ્યો ને તેના હાથ પર બેઠો. અને બોલ્યો: ઓ ગૌરી, હું ટાઢે ઠુંઠવાઇ ગયો છું. કારણ કે હું ટેકરી પર મધ ભેગું કરવાના કામમાં મશગુલ હતો એટલામાં સખત પવનને ઝપાટે પાંદડાની જેમ હવામાં ઉંચે ખેંચાઈ ગયો અને ધોળા બરફ જેવા વાદળાઓમાં મારો માર્ગ ભૂલીને અત્યારે ટાઢે મરવા આ હિમસરોવર આગળ આવી ચઢયો છું. ત્યારે દેવીએ કહ્યું: ના, પ્રિય ભ્રમર, એમ નહિ બને. કારણ કે હું જાતે તને નીચેના ઉષ્ણ પ્રદેશનો માર્ગ દેખાડીશ. અને તેણે ભ્રમરને લઇ ચોળીની અંદર મૂકયો, અને કહ્યું: થોડીક વાર ત્યાં તું બેસ અને તેટલી વાર તું આ રાજહંસની વાત સાંભળ.

આમ તે બોલતી હતી એટલામાં ઉપરથી તેના વાળને કંઇ અડયું. તેણે તરતજ ઉંચે જોયું, તો—અરે! સુકી ડાંખળી પરથી એક સર્પ ખરેખર તેના માથા પર ટીંગાઈ રહ્યો હતો. અને તે સર્પ બોલ્યો: ઓ ગૌરી, મને સુદ્ધાં હંસની વાત

સાંભળવા દે. કારણ કે હું પણ આ ભ્રમરની માફક ઠંડીથી નહિ તોયે બીકથી થરથરી તો રહ્યોજ છું, કારણ કે હું ગંગા કિનારે જંગલમાંથી પસાર થતો હતો એટલામાં ગરૂડે મને જોયો, અને મારા પર તરાપ મારી અને અનુકૂળતાએ ભક્ષ કરી જવાની દાનતે મને ચાંચમાં લઈ આકાશમાં ઉડવા માંડયું. નસીબનું કરવું તે એવું બન્યું કે સૂર્યની નજીક આવતાં રસ્તામાં તેને પોતાનો મોટોભાઈ મળ્યો અને તેની સાથે તે વાતમાં પડયો. વાતમાં ને વાતમાં મને તો તે બિલકુલ ભૂલી જ ગયો અને તેના મોંમાંથી સરી પડી હું આ ઝાડમાં પડયો. અને હવે હું તારે આશરે આવ્યો છું. એટલે દેવીએ હાથ ઉંચો કર્યો અને પેલો સર્પ નીચે ઉતરી એ હાથ પર વીંટળાઇ ગયો, અને ધીમે ધીમે ગળાની આજુબાજુ હારની માફક લપટાયો. અને પાર્વતીએ કહ્યુંઃ ત્યાં બેસીને હુંફ મેળવ, તથા આ હંસની વાત સાંભળ. પણ ધ્યાન રાખજે કે મારી છાતી પર આરામ લેતા ભ્રમરને ઇજા ન કરતો; નહિતર હું શાપ આપીશ અથવા તો તારૂં ભક્ષણ કરી જવા ગરૂડને બોલાવીશ.

આમ તે બોલતી હતી એટલામાં કોઇ રીંછ પાણી પીવા સરોવર પર આવ્યું. નજીક આવતાં તેણે પાર્વતી અને તેના બીજા સાથીઓને જોયા અને દેવીને નમન કર્યું. ત્યારે દેવીએ કહ્યુંઃ અલ્યા રીંછ. પાણી પીને જલ્દી રસ્તો માપ; કારણકે આ હંસ મને વાર્તા કહેવાની તૈયારી કરી રહ્યો છે, અને તારા બચકારાથી અમને ખલલ પડશે. ત્યારે રીંછે કહ્યુંઃ ઓ અમ્બા, તારી કૃપારૂપી અમૃતમાં સ્નાન કરી

શકાય ત્યારે પાણી પીવાનું કોણ ઇચ્છે? મને પાયદેક્ષણુ તરીકે તારા પગ આગળ બેસવા દે, જેથી હંસ કહે છે તે વાર્તા હું પણ સાંભળું. અને તે તેના પગ આગળ બેઠો અને પાર્વતીએ પોતાનો પગ તેના પર મુકયો. રીંછ તેને જીભથી ચાટવા લાગ્યો.

ત્યાર પછી દેવીએ કહ્યું: ત્યારે હવે, ઓ હંસ, તારી વાત શરૂ કર. એટલે હંસ નજીક આવીને બેઠો અને બોલવા લાગ્યો. પાર્વતી એક હાથે ગરદન પંપાળવા લાગી અને બીજે હાથે ભ્રમરને ઢાંકી, રીંછ પર પોતાનો પગ રાખી ગળામાં હાર પેઠે સર્પને પહેરી એક ચિત્તેસાંભળવા તત્પર થઇ.

———(०)———



હંસે વાત શરૂ કરી : ઓ ગૌરી,......

૩

અને હંસે ચલાવ્યું: ઓ ગૌરી, સાંભળો. મારા પૂર્વ, જન્મમાં હું રાજપુત્ર હતો. હું એક કંગાલ માછીમારનો પુત્ર હોત તો તો બહુ સારૂં થાત, કારણકે તો, કદાચ હંસનો દેહ ધારણ કરવા જેટલી નીચી સ્થિતિએ હું ઉતરી ગયો ન હોત. કેમ કે રાજાઓ બળના ગર્વ વડે મસ્ત બનીને ક્ષમતા હાથીના જેવા હોય છે અને અંકુશહીન બની સાધારણ કોટિના પ્રાણીઓ ન કરી શકે એવા ભયંકર અત્યાચારો તે કરે છે. મારા પિતા મારી માતાને મોહાંધ બની ચહાતા હતા અને પોતાની સમગ્ર શક્તિ વાપરી તેની કોઈ પણ ઇચ્છા પૂર્ણ કરતા. પરિણામે તે લાડકોડથી વંઠેલા બાળક જેવી બની ગઈ અને તેની ઇચ્છાઓ હદ બહાર નિરકુશપણે વધવા લાગી. એટલે સુધી કે લોલુપતા અને કુછંદોના મહાસાગરને ઓળંગી ત્રણે લોકમાંની સર્વ વસ્તુ તે માંગવા લાગી અને તરત મેળવવા લાગી. ગમે તેવી વસ્તુ હોય છતાં તેને સારૂ ક્ષણનો પણ વિલંબ તેને અસહ્ય લાગતો. અને મારા પિતાને સ્વપ્ને પણ ખ્યાલ ન આવ્યો કે હું મારે હાથેજ મારા નાશનું બીજ વાવી રહ્યો છું. આખરે એ ઇચ્છાઓએ વિષમય સ્વરૂપ ધારણ કર્યું અને તેઓ અત્યંત ઘોર કર્મની જનેતા

બની. હા ! મોહાન્વિતોની અંધતા અજબ હોય છે; અમર્યાદિત મોહની અતિશયતાથી તેઓ પોતાના સર્વનાશનો માર્ગ ખુલ્લો કરે છે.

ત્યાર પછી થોડા સમય બાદ મારો જન્મકાળ નજીક આવ્યો. અને તે વખતે, નિઃશંક પૂર્વ કર્મના પ્રભાવથી પ્રેરાઇ અને મારા પિતાની પ્રાણઘાતક બેદરકારી અને અપ્રતિકારથી ઉત્તેજીત બની મારી માતાને અપવિત્ર ઇચ્છા ઉદ્દભવી. અને તેણે મારા પિતાને કહ્યું: ઓ આર્યપુત્ર, હું માનવ રક્તમાં સ્નાન કરવાની પ્રબળ ઇચ્છાથી આકુળવ્યાકુળ થઇ છું. માટે તે જલદી તૈયાર કરાવો. તે વખતે મારા પિતા પણ ભયત્રસ્ત બની ચિત્રવત્ બન્યા. તે બોલી ઉઠયાઃ ધિક્! ધિક્! આવી ભયંકર ઇચ્છાને તજી દે. તત્ક્ષણ મારી માતા અશ્રુના આવેશમાં કકળાટ મચાવવા લાગી. તે બોલી, હું રક્તસ્નાન તો કરીશજ. સાંભળો, કયાં તો રક્તસ્નાન કરીશ અથવા તો મારા અને જીવનદ્વારને આંગણે આવી ઉભેલા તારા પુત્રના નાશનો અપરાધ તારે શિરે રહેશે. તારા પૂર્વજોને તું તેનો જવાબ આપજે. એવું સાંભળી મારા પિતા ચિંતામગ્ન બની ચાલ્યા ગયા. અને સ્વગત કહેવા લાગ્યાઃ ગમે તેમ, હું જીવનનાશનો અપરાધી તો બનીશજ, ત્યારે હવે કયો અપરાધ નાનો? કારણકે નિસંશય જો તેનું ધાર્યું નહિ થાય તો પોતે પોતાનો તથા બાળકનો નાશ કરશે. તેથી થોડા વખત પછી તેણે પોતાનું અધઃપતન કરનાર પુત્રેચ્છા અને પ્રિયાસંમોહની ધૂમસથી આવૃત્ત બની તેની ઇચ્છા પાર પાડવામાં અલ્પદોષ છે એમ નકકી કર્યું.

એટલે તેણે પોતાના મુખ્ય શિકારીને અને સેનાધિપ-

તેને બોલાવવા મોકલ્યા. તેઓ આવતાં તેણે કહ્યુંઃ હમણાંજ અરણ્યમાં જાઓ, અને વગર વિલંબે એક સો શબરો અથવા ભીલોને જીવતા પકડી લાવી મારી સમક્ષ હાજર કરો. અને આવતી કાલે સૂર્યાસ્ત પહેલા તમે પાછા નહિ ફરો તો તમને દેહાન્ત દંડની શિક્ષા થશે.

બન્ને રાજસેવકો આ અદ્ભુત શિકારની શોધમાં નીકળી પડયા અને બીજે દિવસે અતીવ કંગાલ સો ભીલોને લઇ ખુશખુશાલ પાછા આવ્યા. અને ત્યાર પછી રાજાએ ચાંડાળને બોલાવવા મોકલ્યો. અને પોતેજ અપરાધી છતાં તેમને અપરાધી ઠરાવી બિચારા નિર્દોષ કેદીઓને ત્યાં ને ત્યાંજ રહેંસાવી નાખ્યા. અને તેમના લોહીથી સંગેમરમરનું તળાવ છલોછલ ભર્યું. અને ત્યાર પછી તેણે રાણીને તેડું મોકલી કહેવડાવ્યુંઃ ચાલો, ઝટપટ કરો, કારણ કે સ્નાનસામગ્રી તૈયાર છે.

અને પોતાની ઇચ્છા પાર પડવાથી અત્યંત હરખાતી રાણી ઉતાવળી પેલા પાપકુંડ આગળ આવી. પણ તેના પર નજર પડતાંજ એ એવી કંપી ઉઠી કે એના શરીર પરના રૂંવેરૂંવા ખડા થઈ ગયા. અને શીત વાયુથી ધ્રૂજતા વાંસની માફક કંપતી, જમીન પર જડાઇ ગઇ હોય તેમ તે એકાદ પળ ઉભી; અને એકાએક ભાગવું હોય તેમ ત્યાંથી પાછી ફરી, એક ભયંકર ચીસ પાડી મૂર્છિત બની પૃથ્વી પર ઢળી પડી. અને તેજ પળે મારો જન્મ થયો.

("કેમ ! ગૌરી, સાંભળો છોને !" અને દેવીએ જવાબ આપ્યોઃ પ્રિય હંસ, આગળ ચલાવ; હું સાંભળું છું. એમ કહી દેવી તેની શ્વેત ગરદન પોતાના હસ્તકમળ વડે થાબડવા લાગી.)

૪

ત્યારે હવે, મારો જન્મ થતાંજ રાજા--મારા પિતા અને આખું રાજ્ય હર્ષાવેશમાં ઉન્મત્ત બની ગયું. અને હું મારા માતા પિતાની સતત દેખરેખ નીચે મોટો થવા લાગ્યો, કારણ કે હું તેમનો એકનો એક પુત્ર હતો. પોતાનું જીવ્યું સફળ લેખી મને જોઇ જોઇ તેઓ એટલો તો અનહદ આનંદ અનુભવવા લાગ્યાં કે મારા જન્મકાળ વખતે બનેલાં કુકર્મને ભૂતકાળની વીતી ગયેલી વાત સમજી બીલકુલ ભૂલી ગયાં. પરંતુ એ હિમસુતા, તેઓ જાણતા નહોતા કે કર્મો વૃક્ષરૂપ છે અને સારૂં કે નરસું ભાવિ એ તેના વિસ્મરણથી ન ટાળી શકાય કે યુક્તિથી નિર્મૂળ ન કરી શકાય તેવાં ફળ છે. પણ જ્યારે ભાવિના તિમિરમાં તેમના કર્મના ફળ પરિપાક પામતા જતા હતા, ત્યારે હું તેમના અનિમિષ ધ્યાનના કેન્દ્ર તરીકે રહેતો હતો. મને અલંકૃત કરવાને આખું જગત ખુંદી વળવામાં આવ્યું અને મારી માતા મને પોતાની સઘળી ભાવનાઓનું મધ્યબિંદુ ગણી રહેવા લાગી. આ પ્રમાણે માતાપિતા મને પોતાનું રમકડું બનાવી બાળકોની જેમ પોતાનો વખત વીતાવવા લાગ્યા.

હું સાતેક વર્ષનો થયો તે વખતે એક દિવસ મને રમતો જોતા આનંદમગ્ન તેઓ બેઠાં હતાં તેટલામાં એકાએક

કંચુકી અંદર આવ્યો, અને બોલ્યોઃ મહારાજ, બહાર મહેલના દ્વાર પર મૂર્તિમંત જીવનસંધ્યા જેવો કોઇ વૃદ્ધ ભિક્ષુ આવી ઉભો છે; તેણે મને એમ કહી આપની પાસે મોકલ્યો કે જલદી જા અને રાજાને પોતાના પુત્રની સાથે અહિંઆ બહાર આવવાનું કહે. આપ મારી ધૃષ્ટતાની ક્ષમા કરશો. આ સાંભળી મારા પિતા ઘણા તપી ગયા, અને બરાડી ઉઠ્યાઃ શું ! હું એક વૃદ્ધ ભિખારીનો ગુલામ છું ? જા, અને વૃદ્ધાવસ્થાને કારણે બચી જવા બદલ આનંદ માનતા ચાલ્યા જવાનું એને કહે. પરંતુ મારી માતાએ કહ્યુંઃ નહિ, ઉતાવળા મા થાઓઃ અવિચાર્યું કંઇ ન કરશો કારણ કે કોણ જાણે છે ? કોઇક શક્તિશાળી સિવાય એક વૃદ્ધ ભિખારી રાજાને આવો સંદેશો મોકલવાની ધૃષ્ટતા કરે ખરો ? કારણ કે ઘણીયેવાર એવું બન્યું છે કે દેવો વેશ બદલી રાજદ્વારે આવી ઉભા રહે છે, અને કદાચ એ ગુસ્સે થાય તો બાળકને શાપ પણ દઇ દે. ઉલટું હું ધારૂં છું તેમ તે આશિષ દેવા આવ્યો હશે. ત્યારે તેમાં જવામાં વાંધો શો છે ? મારી સલાહ માનો અને આ બાળકને લઇ ભિક્ષુકની ઈચ્છા પ્રમાણે જાઓ અને તેને મળો. કારણ કે રાજપ્રભાવ કરતાં યોગીઓનો પ્રભાવ વિશેષ હોય છે.

એટલે મારા પિતાએ હંમેશની માફક રાણીના સમજાવ્યાથી મને ઉંચકી લીધો. અને તેનું મુખ છેલ્લીજ વખત જોઇએ છીએ એવા જરાયે ખ્યાલ વિના અમે બન્ને જણા બહાર ગયા. નીચે ઉતરી મહેલના દ્વાર પર જોયું તો તાંબાના ઘડાની માફક તદ્દન બોડો, કરમાયલા આમ્રફળની છાલ જેવા

ચહેરાવાળો અને સ્થિર અંગાર જેવી આંખોવાળો કોઇ વૃદ્ધ ભિક્ષુ પીળાં વસ્ત્રો પહેરી ઉભો હતો. અમે પાસે આવતાંજ તે વૃદ્ધ ભિક્ષુ ધીમે બોલ્યોઃ ઓ રાજન્! આ શું? તારો પુત્ર રકતાચ્છાદિત છે. તે શું કહેવા માંગતો હતો તે ન સમજતાં હુંયે એ અપરિચિત વૃદ્ધ પુરૂષથી ત્રાસી ઉઠયો. અત્યાર સુધીમાં મેં મારા જન્મની કથા સાંભળી નહોતી અને તેની મને પાછળથી યથાસ્થિત ખબર પડી. પિતાને બાઝી પડી મેં તેમની સામું જોયું તો અરે! તે પોતે પણ શરમિંદા બની ભયથી પાછા હઠતા હોય એમ મને લાગ્યું. ત્યારે વૃદ્ધ ભિક્ષુએ કહ્યું: હે રાજન્! જે સારૂં કરે છે તેને સારૂં આવી મળશે; પરંતુ પડછાયાની પેઠે અનિષ્ટ અનિષ્ટને અનુસરે છે. જન્મકાળે રકતથી આ બાળકને કલંકિત કરનાર પાપના પરછાયામાં તે જીવે છે અને હજીયે જીવશે. પરંતુ પાપીઓ માટે તો શિક્ષા તૈયારજ હોય છે. નિષેધ કરેલી વસ્તુઓ પાછળ તૃષ્ણાતુર બની તેમણે જેવી રીતે પોતાના આત્માને ગુન્હામાં તરબોળ કર્યા છે, તેવીજ રીતે પરંપરાગત વારસા વડે પોતાની વિચાર શકિત અને સ્મરણશક્તિને હરી લે એવી વસ્તુની તે ઇચ્છા કરશે અને મને કે કમને અધમ નીચ જન્મ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પોતાના કુટુંબના નાશનું કારણ બનશે. અલ્યા, ભૂલી જવાનો ડોળ ઘાલનાર, શું તેં એમ ધારી લીધું કે તારા કુકર્મરૂપી લતાના ફળની પરિપકવતાથી તું છટકી શકીશ?

અને ત્યાર બાદ, એ વૃદ્ધ કાળજીભો ભિક્ષુ પોતાને પંથે પડયો અને ધીરે ધીરે અદૃશ્ય થઇ ગયો. પરંતુ મારા પિતા

તેને ટગર ટગર જતો નિહાળી દિવાલ પરના ચિત્રની જેમ સ્થિર બની ઉભા રહ્યા અને હું તેમને બાઝી રહ્યો. આમ અમે બન્ને ઉભા હતા એટલીવારમાં એકાએક અમારી પાછળ મહેલમાં રડારોળનો શોર સંભળાયો. અને તરતજ રાજસેવકોનું ટોળું અમારી પાસે દોડી આવ્યું અને રડમસ બની બોલી ઉઠયું: અફસોસ! રાણીજી!......... હાય! રાણીજી! ત્યારે મારા પિતાએ પુછ્યું: શું છે? બોલતાં બોલતાં તેમની મુઠ્ઠી મારા ખભા પર સજ્જડ થતી ગઇ અને હું દુઃખે ચીસ પાડવા લાગ્યો. એટલી વારમાં અંતઃપુરની એક દાસી આગળ આવી અને કહેવા લાગી: ઓ મહારાજ, રાણીજી ઉપરની બારી-એથી પડી ગયા છે અને તેમના શરીરનો નીચે છુંદો થઇ ગયો છે. તમે વૃદ્ધ ભિક્ષુ સાથે શું કરતા હતા તે જાણવાની ઉત્કંઠામાં અંતઃપુરની બારીમાંથી વાંકા વળતાં તેમણે સમતો-લપણું ગુમાવી દીધું અને નીચે પડી ગયાં. અને હવે એમાં કશું રહ્યું નથી.

આ વાત સાંભળતાંજ મારા પિતાએ મને પડતો મૂકયો અને ઘણા વખત સુધી અત્યંત ઉદાસ બની મુંગા ઉભા રહ્યા. અને આખરે સ્વગત સહેજ મોટેથી બબડવા લાગ્યા: પાપી તો હું હતો, છતાં ખમવું એને પડયું છે અને હુંજ મારી સ્ત્રીનો ઘાતક છું. અને તે મને અનુસરત માટે હવે મારે તેને અનુસરવું જોઇએ. નહિ તો શું મારા રાજ્યમાં મારે એમ કહેવડાવવું કે સર્વ પત્નીઘાતકોને મોતની શિક્ષા કરવામાં આવે છે?—પણ રાજાને નહિ; અને તેમણે પટામાંથી છરો ખેંચી કાઢયો અને બોલ્યા:–જૂઓ! મારા ગૃહવાસીઓ, તમે

સઘળા સાક્ષી છો કે હું આ મારા પુત્રને મારા ભાઈના તાબામાં સોંપી જાઉં છું. અને તેમણે છરો ગળા પર ફેરવી દીધો અને પોતાનાજ લોહીના ખાબોચીયામાં નીચે ઢળી પડયા.

એટલે હું અનાથ બન્યો અને તે ભયંકર વૃદ્ધ ભિક્ષુનુ કહેવું સાચું નીવડયું.

(હા! ગિરિજા, સાંભળો છો કે! અને દેવીએ જવાબ આપ્યો:–પ્રિય હંસ, આગળ ચલાવ, હું સાંભળું છું. અને કરકમળથી તે તેની ડોક પંપાળવા લાગી.)

———(૦)———

૫.

ત્યાર બાદ તરતજ મારા કાકાને બોલાવવામાં આવ્યા અને મારી તથા રાજ્યવ્યવસ્થાની તેમના હાથમાં સોંપણ થઇ. તેમણે આવ્યા બાદ વિધિપુરઃસર મારા મૃત માતાપિતાના દેહને અગ્નિસંસ્કાર કર્યો. અને મૃત્યુના કારણભૂત પેલા વૃદ્ધ ભિક્ષુને શોધી લાવવા ચારે દિશામાં ખેપીયાઓ દોડાવ્યા, પરંતુ તેનો પડછાયો પણ તેઓ શોધી શકયા નહિ. ત્યાર બાદ તેમણે તપાસ કરવી છોડી દીધી અને વફાદાર રક્ષક પાસે રાખેલી અનામતની જેમ મારૂં રક્ષણ કરવા લાગ્યા; તથા હું રાજ્યધૂરા વહન કરવા જેવડી અવસ્થા પ્રાપ્ત કરૂં ત્યાં સુધી મારા અનાથ થયેલા રાજ્યની પણ વ્યવસ્થા કરવા માંડી. તે દરમ્યાન હું વયે વધવા લાગ્યો અને ધીમેધીમે મારા માતાપિતાના પાપકર્મની વાર્તા બીજાઓ પાસેથી મારા જાણવામાં આવી. કારણ કે તેમના મરણથી તે સારા જગતમાં કહેવતરૂપે પ્રસરી ગઇ હતી. અને પેલા વૃદ્ધ ભિક્ષુ સાથની મુલાકાતની છાપ મારા મગજ ઉપર વજ્રાંકિત ચિત્રની જેમ અંકાઇ રહી હતી અને મારી ચક્ષુ સમક્ષ સતત પડદાની માફક આંતરો રાખી હું જે જાણવા ળળી જળી રહ્યો- હતો તેને છૂપાવી રાખતી હતી. પણ આખરે મેં તે શોધી કાઢી. અને હું પોતે

સર્વની અપાર અજાયબીનો વિષય થઇ પડયો. મારી વાત જાણી હવે વળી શું બનશે એમ વિચારી લોકો મારી તરફ ચિંતા અને સાનંદાશ્ચર્યથી જોઇ રહેતા. કારણ કે હું મારા પિતાનો આબાદ નમુનો હતો અને તેઓ આખા રાજ્યમાં સૌથી સ્વરૂપવાન હતા. પણ બ્રહ્માએ ઘડતાં મારામાં રૂપ તો મારા પિતાજીનું ઘડયું પરંતુ તેમાં આત્મા મારી માતાનો મુકયો. કારણકે અહોનિશ હું વિચિત્ર મહેચ્છાઓ વડે ઘેરાયલો રહેતો અને કોણ જાણે કોઇ અજાણી વસ્તુની તીવ્ર પિપાસા મારામાં બળ્યા જળ્યા કરતી. અને અંધારામાં મહાકષ્ટે ફાંફાં મારી અણદીઠ વસ્તુ પ્રાપ્ત કરવાની આતુરતાની સાક્ષાત મૂર્તિ હું બની રહ્યો. અને ઇચ્છિત પ્રાપ્તિની નિષ્ફળતાથી અથવા તો ઇચ્છિત વસ્તુનેજ ન કળી શકવાથી હું ચિંતાકુલ બન્યો. પરિણામે માનવસહવાસથી પણ ગભરાઇ હું એકાંતમાંજ મારી અંધ ઇચ્છાવૃત્તિને સંતોષવા લાગ્યો. મને મોટામાં મોટી બીક તો એ હતી કે રખેને જે હું પોતે જાણતો નથી તે બીજો કોઇ જાણી જાય. શિકારને બહાને મારી રીત મુજબ મને જંગલમાં અને ટેકરીઓમાં એકલા અટુલા ભમવાનું ઘણુંજ ગમતું. અનુચરોને છોડી હું રાતદિવસ અબુધની જેમ અગ્રુભીની આંખે દૂર દૂર જોતો અને વૃક્ષોમાં રમતા પવનના સુસવાટાને સાંભળતો ભમ્યા કરતો. અને ઘણીવાર પાંદડાના ખડખડાટથી ઇચ્છિત વસ્તુ સરી જશે એ બીકે હું વૃક્ષરાજીમાં એક ઝાડથી બીજે ઝાડે ચુપકીદીથી જતો; પરંતુ હું શું શોધતો હતો તેનું મનેયે ભાન નહોતું. અને વળી ઘણીવાર હું પ્રહરોના પ્રહરો સુધી મારા ભેદને શોધી કાઢવામાં મશગુલ બની

પડી રહેતો અને તેનો જવાબ મેળવવા મારી કલ્પનાઓને નિષ્ફળ રીતે થકવી નાખતો. આ પ્રમાણે જાગ્રત કરતાં સ્વપ્નવાસિત પુરૂષની જેમ આશાનિરાશાના તંતુ પર ઝૂલતો જીવન વ્યતીત કરતો હતો; અને પ્રત્યેક અવાજે ચમકી જાણે મારો પડછાયોજ મારી ભેદવાર્તા ન હોય તેમ ફરી ફરી પાછું જોતો.

એ દરમ્યાન એકચિત્તે ફરજ અદા કર્યા જતા મારા કાકા મને પરણાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ કંઇ વળ્યું નહિ, કારણકે પડોશના રાજાઓ અને બધાયે મારી વાત જાણતા હતા અને મને અને મારા કુટુંબને અભિશાપિત થયેલું ગણતા અને કદાચ બદલામાં મારૂં આખું રાજ્ય આપવા માંડયું હોત તોપણ પોતાની પુત્રીનો વાળ સરખોયે આપવા કોઇ તૈયાર નહોતું. અને પાણીમાં પત્થર ફેંકાય ત્યારે વળતા કુંડાળાઓની માફક આ હાલત વધુ ને વધુ પ્રસરતીજ ચાલી. વાત એટલે સુધી વધી ગઈ કે મારા પોતાના રાજ્યમાંજ નહિ પરંતુ દુનિયાભરમાં એક નીચ પણ મને પોતાની પુત્રી સ્ત્રી તરીકે આપવાના વિચારની શંકાથીયે પોતાને અપમાનિત થયલો ગણતો. એટલે મારે વાસ્તે તો લગ્નનાં દ્વાર બંધજ થઇ ગયાં. અને દુનિયાભરમાં હું બ્રહ્મચારી (!) રાજા તરીકે ઓળખાવા લાગ્યો.

આખરે કંટાળીને મારા કાકાએ મારા લગનનો વિચાર પડતો મુકયો. અને કહ્યું: તને મળી શકે તો તારે પરણવાને સ્ત્રી સિવાય બીજું કોઈ શોધી કાઢ, કારણકે કોઇ સ્ત્રી તારી સાથે પરણે એમ નથી. અને કદાચ દેવી કે રાક્ષસી તારા

પર દયા કરે તોજ વળે, બાકી હવે કશું નથી રહ્યું. પરંતુ ગાઢા અરણ્યમાંથી પસાર થતો રાની હાથી તણખલાના સપાટાની જેમ દરકાર ન કરે તેમ હું પણ મારી આફત પ્રત્યે બેદરકાર બની મનમાં ને મનમાં હસ્યા કરતો. અને મેં મારા ઠાકાને કહ્યું: ઓ કાકાજી, કોઇ રીતે વળે એમ નહોય તો મારે સારૂ શ્રી વેચાતી આણવાનો પ્રયત્ન શા માટે કરતા નથી? કે એમાંયે આપને ભય લાગે છે જે આવા બજારમાં વેપારીઓ માલ વેચશેજ નહિ?

(હા. દુર્ગા, સાંભળો છો કે? અને દેવીએ જવાબ આપ્યો: પ્રિય હંસ, આગળ ચલાવ. હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની સફેદ ગરદન પંપાળવા લાગી)



૬

ત્યારબાદ એવું બન્યું કે મારા કાકા પણ મારા માતા પિતાની પાછળ તેજ મહાપંથે સીધાવ્યા. અને હું કુંવારોજ રાજ્યાસને આવ્યો. મરણ શય્યા પર મારા કાકાએ મને કહ્યું: હું તારા માતાપિતાને શું મોં દેખાડીશ? અથવા પૂછશે કે અમારા પુત્રને પરણાવ્યો, ત્યારે શો ઉત્તર આપીશ? અને એના એજ શોકમાં તેમણે પોતાનો દેહ છોડયો. પરંતુ તેમના મરણની જાણે રાહ જોઈ રહી ન હોય અથવા તો તેઓ સ્ત્રી લાવવા ઈતર દુનિયામાં ગયા ન હોય, તેમ તેમનું મરણ થતાંજ મને સ્ત્રી મળી.

એમના મરણ બાદ એમ બન્યું કે એક દિવસ મૃગયાને બહાને હું અરણ્યમાં નીકળી પડયો. ઘણા દિવસો સુધી ફર્યા બાદ તક સાધી એકાએક અનુચરોથી છટકી હું ભાગ્યો અને નિગૂઢ અરણ્યમાં એકલો ઘૂસ્યો. મારા સ્વપ્નમાં મસ્ત બની હું ભમતો હતો એટલામાં એકાએક કોઇ દિવાલ સામે આવી હું અટકયો. બાજુ પર ઉગેલા વૃક્ષ પર ચઢી અંદર નજર નાખી તો આશ્રમ જેવું જણાયું. એટલે ચોરની માફક દિવાલ પરથી કુદી તે પવિત્ર સ્થળમાં પ્રવેશ કર્યો.

ત્યાં ઝાડી વિશાળ વડલા અને પીપળાઓથી એક સરખી છવાઈ ગઈ હતી. અને વડવાઇઓ તથા શાખા એક બીજાને સપ્રેમ પ્રિયા આલિંગનની જેમ વીંટાઇ રહી હતી. જાણે પૂર્વના ઋષિઓના આત્માઓ ત્યાં પોતાનું વસતિસ્થાન હોવાથી તેમને સુરક્ષિત રાખતા અને તેમની ત્વચા નીચે વહેતા જીવનરસને પવિત્ર કરતા ન હોય શું! અને ચોપાસ તેના શીળામાં અસંખ્ય હરણાં કુમળાં પાંદડાં ચરતાં ઉંચી ડોક કરી મને નિર્ભયતાથી નિહાળતા હતા, કારણ તે નિર્જન સ્થળમાં ભય નામે નહોતો. અને દૂર સુદૂર હોમાગ્નિની નીલ ધૂમ્ર શિખા મૂર્તિમંત પ્રાર્થનાની જેમ ઉંચે ઉંચે હવામાં વિલીન થતી દેખાતી હતી. જાણે સ્વર્ગનો નિકટ અને સરળ માર્ગ તેજ સ્થળેથી છે એમ દેખાડતી ન હોય! પાસેજ વિકસિત શ્વેત કમળોથી છવાયેલું નીલ ઘેરૂં જલાશય હતું. તેને કિનારે પ્રચંડ બગલાઓ હારબંધ ધ્યાનસ્થ મુનિઓની જેમ નિશ્ચળ બેઠા હતા. અને ત્યાંથી થોડે દૂર પંખી ગણુ જેવાં અસ્થિર ફૂલ ક્યારાઓને સીંચી ઋષિ પુત્રોઓએ રહેવા દીધેલા ઘડાઓ હારબંધ હતા. આવા આશ્રમના પવિત્ર સ્થળની શાંતિ અને નિરવતાના વિચારે આનંદમગ્ન બની ત્યાંની ઘટામાં છૂપાઇ આરામ લેવા હું સૂતો. વૃક્ષઘટામાં કશે આવેલા ફૂવારાના જલપ્રપાતને સૂણતો સૂણતો હું નિદ્રાધીન થયો.

થોડાક વખતમાં હું કોઈના બોલવાના અવાજે જાગી ઉઠયો. મેં ઘટામાંથી નજર નાંખી જોયું તો થોડે દૂર યુવતિઓનું એક ટોળું વાતો કરતું અને હસતું હસતું ઝડપથી મારી તરફ આવતું જણાયું. હું પણ મનમાં ને મનમાં મલ-

કાતો ગુપચુપ પડી રહી વિચારવા લાગ્યોઃ પોતાની નજીકમાં કોણ છે એટલુંયે જો આ સુંદર ઋષિપુત્રીઓ જાણે તો જરૂર વરૂની આગળથી પેલાં હરણાં ભાગે તેમ તેઓ ભાગી જાય. તેઓ શા માટે આવતી હશે તેના તરંગો દોડાવતો સાનંદાશ્ચર્ય હું તેમને નિરખી રહ્યો. વચમાંની કોઈ એકની આજુબાજુ ટોળું વળી એકી સાથે બોલતી સઘળી ઝડપથી ચાલતી હતી. એટલામાં તેમાંથી નાયિકા એકાએક બોલીઃ લ્યો, આપણે આવી પહોંચ્યા; આ રહી દેવમૂર્તિ. અને મેં જોયું તો નીચે મારી નજીકમાંજ વડલાના પોલાણમાં સિંદુરલેપિત ગજાનનની મૂર્તિ હતી અને તેજ પાછી બોલીઃ ત્યારે હવે, કુવલયાનીને અહિંઆ એકલી મૂકી, ચાલો આપણે પાછા. કદાચ દેવ તેના વ્યાધિનો ઉપાય બતાવશે. ત્યારે બીજી ટહુકીઃ પતિ સારૂ પ્રાર્થના કરે તો કંઇ વળે. એજ પારસમાણુ છે. અને ગણપતિને પ્રાર્થ્યા વગર કોણે પતિ મેળવ્યો છે? એટલામાં તેમની મધ્યમાંથી કોકિલકંઠી સુર મેં સાંભળ્યોઃ ના, મને એકલી મૂકીને ન જતા. ત્યારે કોઈ બોલીઃ હા! હા! શું તું એમ ધારે છે કે એકદન્ત કોઇ વૃક્ષને પતિરૂપે પ્રગટ કરશે? અલી, બીજાની જરૂર નથી. એટલું બોલી તેને વૃક્ષમાંની મૂર્તિ સમક્ષ એકલી ઉભી રહેવા દઇ એકાએક કપોતગણુની માફક સઘળી ત્યાંથી દોડી ગઈ.

પોતાની નજીકમાં કોણ હતું તે પોતે જાણતી નહોતી તેજ પ્રમાણે તેના હૈયામાં શું હતું તે હું યે જાણતો નહોતો. તેને ત્યાં ઉભેલી હું જોઇ રહ્યો. તે પણ પોતાની સખીઓને અદૃશ્ય થતી સ્વસ્થ બની જોઇ રહી. પછી તેણે ફરી દેવમૂર્તિ

તરફ નજર કરી. અને રખે દેવ સિવાય બીજો કોઈ સાંભળી જશે એ બીધે આજુબાજુ જોવા લાગી. ઓચિંતુ તેણે સીધું મારી સામે જોયું અને તેને મેં પહેલીજ વાર નીરખી. તે ક્ષણે મદનદેવે તક સાધી નેત્રદ્વારા મારા હૃદયમાં પ્રવેશ કર્યો. મારી સમ્મુખ ઉભા રહેલાં શસ્ત્ર કરતાં વધુ કાતિલ કે તીક્ષ્ણ શસ્ત્ર એ દેવની પાસે હતુંજ નહિ. કારણ કે મારા જેટલી તો તે ઉંચી હતી અને હું ધારૂં છું કે બ્રહ્માએ તેને અનેક મસ્તી ભર્યાં મરોડથી મિશ્રિત અકુટ્રિલ વસ્તુ કેવી હોય છે તે દેખાડવાજ બનાવી હશે. કારણ કે શેરડીના સાંઠા જેવી સરળ છતાં તેના હાથ, વક્ષઃસ્થલ અને કટિપ્રદેશ ભરાઉ, મનોહર અને ભારે હતાં. એક પગનો ઘુંટણ સહેજ વાળી તેણે બીજા સુકુમાર પગ પર કાયા ટેકવી હતી. વળી જરા મસ્તક નમાવી શ્યામ કેશકલાપને આંગલીઓ વડે સમારવા તેણે હાથ ઉંચા કર્યા. જાણે કંઠ પ્રદેશની અનુપમ સુડોલતા બતાવવાજ ઉદધિ મન્થનથી પ્રાપ્ત થયેલા અમૃતની કુપ્પી સ્રષ્ટાએ ઘડી ન હોય શું, અથવા તો અલકાના ઇંદ્રભુવનમાં ઝરૂખે લટકતાં ચંદ્રકાન્ત-મણિમાંથી મધ્યરાત્રિએ ટપકતાં બિંદુઓ ઝીલવા સરજાયલું પાત્ર ન હોય શું, તેના જેવી તે દેખાતી હતી.

તેના સૌંદર્યમાં મુગ્ધ બની હું તેને નિહાળી રહ્યો હતો તેટલામાં એકાએક કંઇક ભૂલાયલું યાદ આવ્યું હોય તેમ હું ચમકયો અને સ્વગત વિચારવા લાગ્યોઃ જીવનભર જે વસ્તુ સારૂ ફાંફા મારી રહ્યો છું તેજ વસ્તુનો આકસ્મિક ભેટો થઇ ગયો હોય એમ તો કદાચ ન બને અથવા તો ભલે સંપૂર્ણ નહિ ને તેનો અમુક અંશ આ લાવણ્યવતીના

રૂપમાં નહિ હોય ? કારણકે કોણ જાણે શાથી પણ મને એમ થયાં કરે છે કે એને હું જાણું અને પીછાણું છું; ખરૂં જોતાં મેં એને આગાઉ કદી જોઇ નથી. ને કદાચ કોઇએ એક પળભર પણ જોઇ હોય તો તેને ભૂલી શકે ખરૂં ?( હા ! ગૌરી, મનુષ્યો પોતાના ભવિષ્યથી બીલકુલ અજ્ઞાત હોય છે અને મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે જે શબ્દો હું બોલ્યો તેને હુંજ ખોટા પાડનાર હતો. )

મગજમાં કંઇ ભમતું હોય તેમ બેભાનપણે વિશાળ અને સશોક નયને મને તે જોઇ રહી. તે અસહ્ય દૃષ્ટિપાતથી હું પાંદડાની જેમ ધ્રુજવા લાગ્યો. અને તેજ ક્ષણે તે મનમાંજ મલકાઈ. પરંતુ તેની મધુરતામાં મક્ષિકાની માફક હું સપડાયો. તેણે દેવમૂર્તિ તરફ ફરી મંદ સ્વરે બોલવા માંડયુંઃ ઓ મૂષકવાહન, આ મારી મૂર્ખ સખીઓ વગર વિચાર્યે જેમ આવે તેમ બોલે છે. અલક્ષ્યને વીંધતા ધનુર્ધરની જેમ તેમણે અજાણ્યે મારા દર્દનો મર્મસ્પર્શ કર્યો છે. બિચારી અનભિજ્ઞ, અભાગી જનો ઉપર પ્રહાર કરતાં પંચશરના ઘાની વેદના તેઓ કયાંથી સમજે ? અને મારાથી વધારે અભાગી બીજું કોણ હશે ? મારા જેવી દુર્ગમ્ય અને દુર્લભ વસ્તુની મહત્વાકાંક્ષા કયી કુમારી ને હશે ? અને એટલેજ ચોપાસ નિરાશા સિવાય કશું જણાતું નથી અને મારી કાયાનો ભાર મને અસહ્ય લાગે છે. નિદ્રા વેરણ થઇ છે અને મને સતત બાળતી ચિંતા જ્વાળાની જાણે ઇંધન થઇ ન રહી હોઉં તેમ મને લાગ્યા કરે છે. તારી કૃપા એજ મારો અંતિમ આશ્રય છે. તારા ચરણતલની રાત દિવસ સેવા

ઉપાસના મેં કરી તો તેને બદલે મારે સારૂ પુષ્પધન્વાને સમજાવી એક વરદાન મેળવી આપ.

તે અટકી; બોલતાં લથડીઃ સહેજ ખંચાઈ. વદન પર પર લોહી તરી આવ્યું અને દવની પેઠે પ્રસરી ગયું. દેવને કાનમાં કહેવું હોય તેમ તે ગણુગણુવા લાગીઃ વિઘ્નજીત્, મને કોઇ તદ્દન અપરિચિત રાજાની સ્ત્રી બનાવઃ તદ્દન કુંવારો પતિ મને આપ. હું અને તે બન્ને તને આશિષ દઇશું; કારણકે તેવાની દયા ખાનાર ત્રિભુવનમાં મારા વગર કોઇ નથી.

તેના મુખમાંથી આ શબ્દો નીકળતાંજ તે મૃતવત ફીકકી પડી ગઈ. પરંતુ હું તો વજ્રાહતની માફક ચમકયો. તત્ક્ષણ મારા આત્મામાં સાગરતરંગની જેમ આહ્‌લાદ અને કામરાગની ભરતી ચઢી ને તેણે મારા હૈયાને લગભગ ચૂર્ણ કરી નાંખ્યું. હું સ્વગત કહેવા લાગ્યોઃ હા! બીજાને મારે સારૂં નહોતું લાગતું તે આ લાવણ્યવતીને લાગતું હતું. હા! મને જરાયે ખ્યાલ નહોતો કે હું ઋષિપુત્રીના હૈયામાં વસ્યો છું. તરતજ હું પ્રત્યક્ષ થયો અને બોલી ઉઠયોઃ એ કન્યકા, ખરેજ, તું ગણેશની કૃપાપાત્ર છે, કારણકે તારી અભ્યર્થનાના પ્રતિઉત્તર રૂપે હું જાતે તારી સમક્ષ આવી ઉભો છું.

( હા ભગવતી. સાંભળો છો કે? અને દેવીએ જવાબ આપ્યોઃ પ્રિય હંસ, પછી આગળ ચલાવ. હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની ગરદનને પંપાળવા લાગી. )



૭

બોલતાંની સાથેજ અણુધારી રીતે પોતાની ઇચ્છા ફળીભૂત થયેલી જોઈ આશ્ચર્ય અને લજ્જાભિભૂત બની તે સુકેશી એક પળ મને વિસ્મિત આંખો વડે ટગર ટગર જોઈ રહી; અને બીજીજ ક્ષણે મૂર્ચ્છિત બની પૃથ્વી પર ઢળી પડી. પરંતુ મેં કુદીને સ્વઇચ્છા અને દેવકૃપાથી આવેલી એ પ્રિયતમાને મારા બળવાન બાહુમાં ઝીલી લીધી. અને અમને નિહાળી રહેલા દેવ તરફ જોઇ હું બોલ્યો: ઓ સૌભાગ્યમૂર્તિ, ખરેખર, તારો પ્રભાવ મહાન હોવો જોઇએ. નહિંતર તું અશકયને સહજમાં શકય કયાંથી બનાવી શકે? કારણ કે મારૂં અહિંઆ કટોકટીના સમયે આવવું અને આણે મને પર્ણઘટામાં એજ પળે જોવો એનાથી વળી વધુ અશકય શું હોઇ શકે? અને મારા બાહુપાશમાં મૂર્ચ્છિત થયેલી પ્રિયાને હું કહેવા લાગ્યો: પ્રિયે, અભિસારિકાની માફક ભલે તેં મને તારૂ સમર્પણ કર્યું છતાં તારા વિશ્વાસનો હું દુરૂપયોગ નહિ કરૂં. અને સ્ફટિક સમાન સુધવલ અને નિશ્ચિષ્ટ એવા તારા સુમધુર અધર પર એક ચુંબનને સારૂ હું મારા પ્રાણુ વેરૂં: છતાં એવો અઘટિત લાભ હું નહિ લઉં. અને પછી, સખીઓ ઘણી દૂર નહિ હોય એમ ધારી મેં બૂમ પાડી.

મારી બૂમ સાંભળી હરણાંઓ ચરતાં સ્તબ્ધ બની ગયાં અને તિરસ્કારભરી નજરે મારા તરફ જોઇ રહ્યાં. થોડા સમયમાં સખીમંડળ પણ આવતું દેખાયું. પોતાની સખીને બાહુપાશમાં લઇ ઉભેલા મને જોઇ દોડી આવતી તે સઘળી હરિણાક્ષીઓ મૃગજુથની જેમ એકાએક સ્તબ્ધ બની. કેટલીક મારાથી સંભ્રમિત થઇ, અને કેટલીક આશ્ચર્યમૂઢ બની અનિશ્ચિત વિચારતરંગમાં ઝોલા ખાતી ઉભી રહી ગઈ. તેમને સ્થંભી ગયેલી જોઈ હું બોલ્યોઃ ઓ ભીરૂ સુંદરીઓ, ગભરાઓ નહિઃ હું તમને સતાવનાર નહિ પણ ઉલટું તમારૂં રક્ષણ કરનાર છું. જલદી આવો અને મને જોઈ સકારણ એકાએક મૂર્છિત થયેલી તમારી આ સુંદર સખિરીને મદદ કરો. એટલે તેઓ સઘળી હામ ધરી પાસે આવી. અને તેમાંથી મોટી સવિનય બોલીઃ આર્ય, આપ કોણ છો. આપનું નામ શું? ને ગોત્ર કયું? ઋષિ અને ઋષિકુટુંબો સિવાય કોઇ ન આવે એવા આ આશ્રમમાં આપ અચાનક કયાંથી ફૂટી નીકળ્યા?

અને મેં હસીને જવાબ આપ્યોઃ ઓ સુંદરી, ગણપતિએ આની પ્રાર્થનાથી તુષ્ટ બની મોકલાવેલો તારી સખીનો હું પતિ. આને હયો અને ક્ષણભર નિશ્ચેષ્ટ બનેલીને સચેત કરો, અને પછી એ પોતેજ બધું કહેશે.

એટલે તે તરૂણીવૃંદ આપસ આપસમાં ગુસપુસ કરતું અને નયન કોણથી છૂપા દૃષ્ટિપાત કરતું કામે મંડયુંઃ મેં તેમને પૂછયુંઃ આના માતપિતા કે પાલક કયાં મળશે? કારણ કે દેવે મને દીધી છતાં મારે વિધિસર તેની માંગણી

કરવી જોઇએ. ત્યારે તેઓ બોલી: ભગવન્, એ તો અનાથ છે, અને એક ઋષિની રક્ષિતા છે. મેં કહ્યું: ત્યારે મને તે ઋષિ પાસે લઇ ચાલો.

એટલે તેઓમાંની કેટલીક એક જલાશય પાસે ધ્યાનમગ્ન બેઠેલા વૃદ્ધ ઋષિ પાસે મને લઇ ગઇ. ધ્યાન પૂરૂં થતાં મેં તેમને નમન કર્યું અને મારી કથા વિગતવાર જણાવી તેમની પાલકપુત્રીની યાચના કરી. ત્યારે તે વૃદ્ધ ઋષિએ મંદ સ્વરે કહ્યું: લઇ જા: એ તારી છે. કારણ કે એ સંબંધી મને આવેલા સ્વપ્નાનુસાર સઘળું બન્યું છે. નિઃશંક વિઘ્નજીતે તમને બન્નેને સંલગ્નિત કરવાની ધારણા વગર આમ અચાનક જાણે આકાશમાંથી નાંખ્યો હોય તેમ તને તેની સમક્ષ પ્રત્યક્ષ કર્યો ન હોત. અને દેવની ઇચ્છાની આડે આપણે ન આવવું, કારણ કે દેવ પોતે ધીધર છે. તે છતાં ઓ રાજન્, ઘણીયે વખત આ અધોલોકમાં માનવીઓ ભાવિથી અંધ બની અમુક વસ્તુની વાંચ્છા કરે છે અને મેળવી આનંદ પામે છે. પરંતુ ભવિષ્યને જો તેઓ જોઇ શકયા હોત તો ગમે તે ભોગે તેને ટાળવા જરૂર મથ્યા હોત. અને કદાચ તું અને આ કન્યા એના ઉદાહરણ પણ હો એમ પણ બને.

યોગપ્રભાવે દીર્ઘદૃષ્ટા બની મારા ભાવિની આગાહી કરતા હોય તેમ એ વૃદ્ધ ઋષિએ કહ્યું. વૃદ્ધાવસ્થાને સહજ ભીરૂતા સમજી તેને મેં ન ગણકાર્યું. મેં કહ્યું: ઓ તાત, આપની ભેટ સ્વીકારૂં છું અને આપના જ્ઞાન સામે મારૂં માથું નમાવું છું. પરંતુ ભાવિ કોણ કહી શકે, વા લલાટે લખેલા લેખ મિથ્યા કોણ કરી શકે?

## ૮

ત્યાર બાદ તે ઋષિની અનુજ્ઞા લઇ હું મારા અનુચરોને જઇ મળ્યો અને તરતજ પાટનગર તરફ પાછો ફર્યો. ત્યાંથી પાછા આવી વિધિપુરઃસર મારી પ્રિયાનું મેં પાણિગ્રહણ કર્યું. ગમે તેમ હું સ્ત્રી મેળવી લાવ્યો એ જોઈને મારી પ્રજા એવી તો અવાક્ બની ગઇ કે આનંદોત્સવ અને સાનંદાશ્ચર્યમાં લગભગ ઘેલીતૂર બની ગઈ. અને નગરની સ્ત્રીઓ મરડાટમાં દેહભાન ભૂલી છણકી ઉઠીઃ અમે જેને ધૂતકારી કાઢયો તેને પરણવાની ધૃષ્ટતા કરે એવી તે કઇ બહાદુર સુંદરી છે? અને કંઈ નવાજુની જરૂર થશે એમ ધારી સઘળી રાહ જોતી મન વાળી બેઠી.

આ બાજુ તેમના વિનાયે સ્ત્રી મળી એટલે મારો ગૃહસંસાર મેં ચાલુ કર્યો. મારા જીવનઉલ્લાસ સારૂજ દેહ ધારણ કરતી અને મારી અનુજ્ઞાથીજ શ્વાસોચ્છવાસ લેતી હોય તેમ મને દેવતુલ્ય ગણી રતિથીયે અધિક પ્રેમથી મને તે ચહાતી હતી. અને તે છતાં, ઓ ગૌરી, મેં તેનો યથાયોગ્ય બદલો ન વાળ્યો. હું તેને અપાર પ્રેમથી ચહાતો એ ખરૂં છતાં કોણ જાણે તેમાં કશું ખૂટતું હોય તેમ મને થયાં કરતું; જલાશય પૂર્ણશ્રી આપનાર કમળ વિનાનું હોય તેમ.

ત્યારે તે દીર્ઘદ્રષ્ટા વૃદ્ધ મુનિ બોલ્યાઃ પતિ જેને ન વિસરે તેજ સુખી પત્નીઃ પરંતુ પતિથી વિસરાયલી પત્ની સારૂ, તો અહા, અફસોસ !

(હા! કન્યા, સાંભળો છો કે? ત્યારે દેવીએ કહ્યુંઃ પ્રિયવંદ, તું તારે ચલાવ. હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની હિમ-ધવલ ડોક પંપાળવા લાગી.)



# ૮

ત્યાર બાદ તે ઋષિની અનુજ્ઞા લઇ હું મારા અનુચરોને જઇ મળ્યો અને તરતજ પાટનગર તરફ પાછો ફર્યો. ત્યાંથી પાછા આવી વિધિપુરઃસર મારી પ્રિયાનું મેં પાણિગ્રહણ કર્યું. ગમે તેમ હું સ્ત્રી મેળવી લાવ્યો એ જોઈને મારી પ્રજા એવી તો અવાક્ બની ગઇ કે આનંદોત્સવ અને સાનંદાશ્ચર્યમાં લગભગ ઘેલીતૂર બની ગઈ. અને નગરની સ્ત્રીઓ મરડાટમાં દેહભાન ભૂલી છણુકી ઉઠીઃ અમે જેને ધૂતકારી કાઢયો તેને પરણવાની ધૃષ્ટતા કરે એવી તે કઇ બહાદુર સુંદરી છે? અને કંઈ નવાજુની જરૂર થશે એમ ધારી સઘળી રાહ જોતી મન વાળી બેઠી.

આ બાજુ તેમના વિનાયે સ્ત્રી મળી એટલે મારો ગૃહસંસાર મેં ચાલુ કર્યો. મારા જીવનઉલ્લાસ સારૂજ દેહ ધારણ કરતી અને મારી અનુજ્ઞાથીજ શ્વાસોચ્છવાસ લેતી હોય તેમ મને દેવતુલ્ય ગણી રતિથીયે અધિક પ્રેમથી મને તે ચહાતી હતી. અને તે છતાં, ઓ ગૌરી, મેં તેનો યથાયોગ્ય બદલો ન વાળ્યો. હું તેને અપાર પ્રેમથી ચહાતો એ ખરૂં છતાં કોણ જાણે તેમાં કશું ખૂટતું હોય તેમ મને થયાં કરતું; જલાશય પૂર્ણશ્રી આપનાર કમળ વિનાનું હોય તેમ.

તેમાં વાંક મારોજ હતો. અને તેનું કારણ કોઇ અગમ્ય વિશેષ વસ્તુની અતૃપ્ત મહત્વાકાંક્ષા. મને ઘડીયે ઘડીયે થયાં કરતું કે આશ્રમમાં આને જોઇ એનેજ અભિષ્ટ માની એમાં મેં થાપ ખાધી. વારેવારે તે પ્રશ્ન ઉદ્‌ભવતો. મૂઢ બની વિચારતો, પણ તેનો નિર્ધાર હું કરી શક્યો નહિ. અને આમ ને આમ મારી પ્રિયા ચંદ્રથીયે વિશેષ ઉજ્જ્વલ અને અપ્રતિમ છતાં જેટલી વાર તેની સામું જોતો તેટલીવાર સાશંક બની બબડતોઃ હજુ કશું ઊણું છે, શું તે તો સમજાતું નથી. આવી રીતે હું કોઈ અનભિહિત વસ્તુ સારૂ ચિંતા અને અસંતોષમિશ્ર તેના લાવણ્યસાગરથી મળતો આનંદ અનુભવવા લાગ્યો. તે એ જાણતી હતી. કારણકે આંખ આડા કાન કર્યા વગર આત્માને કોણ છૂપાવી શકે કે પોતાના પતિના વર્તનનો અવળો અર્થ કરાવી પ્રેમાળ પત્નીને કોણ છેતરી શકે? વળી મારી સ્ત્રી તો ચતુર હતી, અને મારા આત્માનું ઉંડાણ પારખી હું પોતાને નહોતો ઓળખતો તેટલી તે મને પિછાનતી હતી. એટલે તેના પ્રેમમાં વિષાદનીયે અસર હતી. કારણકે તે સમજી ગઇ હતી કે મને જે જોઇતું હતું તે તેનામાં ખૂટતું હતું. અને તેના આનંદના પ્રવાહમાં અભ્રચ્છાયાની જેમ આછી શોકચ્છાયા પથરાઇ રહી હતી. વારંવાર તેને બીક રહેતી કે રખે આબાદ મારા જેવી કોઇ ને કોઇ સ્ત્રી ભવિષ્યમાં કદાચ માર્ગકંટક બને. અને નિરંતર પોતાનોજ દોષ ગણી અપ્રતિમ અને અનન્ય ભકિત અને પ્રેમ વડે પોતાની અપૂર્ણતાનો પાર પામવા તે મથતી; ખરો દોષિત દેખીતી આંખ આગળ નિરૂપાલંભ છટકી જાય અને

કોઇ નિર્દોષ પ્રાયશ્ચિત કરે તેમ. અરે! નિઃશંક ગત-ભવમાં એવું કોઇ પાપ એણે કર્યું હોવું જોઇએ કે જેના પરિણામે મારા જેવા પતિ સાથે તેને પાનું પડ્યું. કે ધૂર્ત કામ-દેવની પોતાના આનંદ સારૂજ સરજેલી ચેષ્ટા તો ન હોય ? કારણકે બેકદરોનાં અપાત્ર હૃદય એવી વસ્તુ સારૂ પ્રેમ અને લાલસાથી છલકાવી નાંખવા ! એ તો તેની ક્રીડા છે. મારા સિવાય મારી પત્નીમાં દોષની રેખાયે જોનાર બીજો કોઇ જીવતો નહોતો. પરંતુ મારા માબાપનાં પાપે રચેલાં દુઃખ સારૂ સરજાયલી શિક્ષાનું હું તો કેવળ હથિયાર હતો.

એવી રીતે મારી કલ્પનાથી ઉદ્‌ભૂત અસંતોષની ભાત-વાળા સુખને ભોગવતા અમે સાથે રહેતા. અને વિષ્ણુની માફક કૌસ્તુભને હૃદય પર મેં અણુધાર્યું ધારી રાખ્યુંઃ અને ગાંડપણમાં આખરે મેજ તેના મારે હાથે ચૂરેચૂરા કરી મારી સૌભાગ્યશ્રીને ફેંકી દીધી. અને અંતે એક વાત એવી બની કે દેખીતી નજીવી છતાં મારી પત્નીના પરિતાપઘટને પૂર્ણ કરી મૂક્યો અને જાણે તેજ છેવટનું નિમિત્ત હોય તેવી બની.

એમ બન્યું કે એક સમીસંધ્યાએ હું મારી પ્રિયા સહ વનરાજીમાં વિહરતો હતો, તેવામાં અમારી સન્મુખ કોઇ ભિક્ષુને આવતો અમે જોયો. પાસે આવતાં અમે તેને નમન કરવા જતાં હતાં એટલામાં અચાનક તે વૃદ્ધ સંતનો ઉઘાડો પગ સુકા ઘાસના ધારદાર તણખલા પર પડ્યો, અને તે કાંટાની માફક પગમાં પેસતાંજ લોહી નીકળવા માંડ્યું. તત્ક્ષણ તે પ્રક્ષોભિત વૃદ્ધ પુરુષે ચીસ પાડી પગ પંપાળતા ખોડં-ગવા માંડ્યું અને બીજી પળે ઘુંટણીયે પડી તણખલાને ખોદી,

શાહુડીની માફક નખથી છિન્નભિન્ન કરી ક્રોધાંધ બની ગાળ દેતાં ચોળી, અફાળી નાંખ્યું. આ જોઈ મારી પ્રિયા ખડખડાટ નિરંકુશ હસવા લાગી, હર્ષાશ્રુથી ભીની આંખે તેણે મને કહ્યુંઃ ખરેખર, આ યોગી તપસ્વી છતાં સંયમ શીખ્યો નથી જણાતો, નહિ તો પોતાનીજ બેદરકારીના પરિણામ માટે અચેત વસ્તુ પર જલપૂરની માફક ક્રોધ કેમ વહાવે ?!

એટલે તે ઉગ્ર યોગીએ એક તીક્ષ્ણ દૃષ્ટિપાત તેની તરફ ફેંક્યો અને કહ્યુંઃ ઓ આનંદમત્ત અસભ્ય સુંદરિ, જાણી જોઇને મારી યાત્રામાં વિઘ્ન ઉભું કરવાનેજ દૈત્યે આ તણખલામાં પ્રવેશ કરી મારા પગને ઇજા કરી હતી એ જેમ હું જાણુતો હતો તેમ તારી અજ્ઞાનાવસ્થામાં તને ન દેખાતાં તું મારો ઉપહાસ કરે છે; તો સાંભળ, તણખલાની માફક તારા પોતાનાજ પાપના પરિણામે નહિ, પરંતુ અધોલોકના સર્વ ચરાચર પ્રાણીઓ જેમ પાપની જાળમાં ગુંથાયલા હોઇ દુઃખ ભોગવે છે તેમ તું પોતે પણ હાલ વિપત્તિને આંગણે ઉભી છે; અને અલ્પ સમયમાંજ તારા સંયમની આકરી કસોટી થશે. તે વખતે તને હમણાંનો ઉપહાસ યાદ આવશે અને તેનો પશ્ચાતાપ થશે અને આંસુ સારી સારી તેની શુદ્ધિ કરશે. સાંભળ, આ તારા જીવનનું છેલ્લું જ હાસ્ય છે.

અને તરતજ મારી પ્રિયાનું હાસ્ય અચાનક વિલુપ્ત થતી વન્હિ શિખાની જેમ અદૃશ્ય થઇ ગયું. તે બોલીઃ પૂજ્ય મહાત્મન્, આપનો ઠપકો વ્યાજબી છે અને મારૂં હાસ્ય, અજ્ઞાનપૂર્વક છતાં બીલકુલ અક્ષમ્ય છે. અને તેની સામે જોઇ હું ખળભળ્યો: હવે તો નિઃશંક વૃદ્ધ મુનિ શાંત પડશે.

કારણ કે આવી અપૂર્વ સહિષ્ણુતાથી તો પથ્થર પણ પીગળી જાય. પરંતુ તે જિદ્દી વૃદ્ધને સંતોષ ન થયો. લંગડાતો અને બબડતો બબડતો તે પાછો ફરીને ચાલ્યો ગયો. અને મેં તેને કહ્યું: કંઇ નહિ, એ અસુજનતાની મૂર્તિને ભૂલી જઇને એને પુણ્યોપાર્જન કરવા ભટકવા દે. પરંતુ મારી સ્ત્રી તો જાણે તે વૃદ્ધના શબ્દોએ તેને શાપ દીધો હોય તેમ વિમૂઢ બની અચાનક ચિંતાકુલ બની ગઈ.

(હા ! કવી, સાંભળો છો કે? ત્યારે દેવીએ જવાબ આપ્યો: પ્રિય હંસ, આગળ ચલાવ; હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની હિમસુધવલ ગરદન પંપાળવા લાગી.)

---

૯

અને જે ભાવિનો તેને ભય હતો, તે લગભગ થોડા વખતમાંજ આવી ઉભું.

એક દિવસ એમ બન્યું કે હું મારા રાજ્યમહેલની અટારીમાં બેઠો હતો એટલામાં રસ્તામાં અવાજ સંભળાયો. મેં કાન માંડયા તો ધીમે ધીમે એ ગણગણાટ વધી ઘોંઘાટ થયો અને છેવટે ચોપાસ કોલાહલ પ્રસરી રહ્યો. એટલે મેં ધાર્યું: નક્કી, શહેરમાં કંઇ નવાજુની બની હોય હોય એમ જણાય છે. અને એ શું હશે તે જાણવાની ઉત્કટ ઇચ્છાથી મેં મારા પ્રતિહારીને ખબર કાઢવા મોકલ્યો. થોડા વખતમાં તે પાછો આવ્યો અને ઉત્તેજીત સ્વરે કહેવા લાગ્યોઃ મહારાજ, આ એક એવી અદ્દભુત બાબત છે કે હું ધારૂં છું ત્યાં સુધી તેવી પહેલાં આપણા આ નગરમાં કે બીજે કશે નહિ બની હોય. કારણ કે તપાસ કરતાં માલમ પડે છે કે એકાદ બે દિવસ થયાં કોણ જાણે કયાંથી કોઇ વૃદ્ધ વેશધારી આવ્યો છે. પરંતુ લોકો તો એમ કહે છે કે હિમાલયના એના નિવાસસ્થાનમાંથી શાપભ્રષ્ટ બની રખડતો એ કોઇ યક્ષ, પિશાચ કે રાક્ષસ અથવા તો કિંનર કે ગાન્ધર્વ હોવો જોઇએ. કારણ

કે એ તુરંગવદન * છે. અને અગાઉ કોઈએ પહેર્યાં ન હોય તેવા વસ્ત્રો તેણે ધારણ કર્યાં છે. વળી એની પાસે કૃષ્ણના જેવી વાંસળી પણ છે, અને ઘેરઘેર, ગાતો, બજાવતો, નાચતો અને વાર્તાઓ કહેતો એ આખા નગરમાં ફરે છે; તથા જે કોઈ એનું સંગીત સાંભળે છે તે અબુધ બની જાય છે. અને હવે નગરજનોએ ભેગા થઈને એને પકડયો છે, અને આ ક્ષણે દુર્ગાને તેનુ બળિદાન આપવા તેઓ તેને નગર બહાર ઘસડી જાય છે. કારણ કે એના સંગીતને લીધે પત્ની સાથે પતિઓ લડવા ઝગડવા લાગ્યા છે. અને કેટલાયે નગરજનોએ તો ધંધોધાપો અને ઘરબાર છોડી દીધાં છે; અને કેટલાકે તો ઉન્મત્તાવસ્થામાં દેહ પણ છોડયો છે. કારણ કે એ કંઈ કેવળ વાંસળીના સૂર જગવતો નથી પણ દરેકને એથીયે ઉચ્ચતર વસ્તુની વાતો કરી અને પોતાના નસીબ પર અને સઘળી વસ્તુઓ પર તિરસ્કાર છૂટે એવી આકાશપુષ્પની ઉગ્ર તૃષ્ણા અને અસંતોષની જ્વાલા તેમનામાં ભડકાવી, હૈયાના તાર ઝણઝણાવી મૂકે છે. અને મેં કહ્યું તેમ કેટલાકે તો અત્યંત તિરસ્કાર અને ઉન્માદાવસ્થામાં પોતે પોતાની મેળે પ્રાણ છોડયા છે. એ જીવતો રહ્યો તો નિઃસંશય ધીમે ધીમે આપની પ્રજાના એવા હાલ કરશે કે અંતે કોઈ જીવતું નહિ રહે. પણ હમણાં સુધીમાં તો પોતાની જીંદગીના સાટે પોતાની શિક્ષા એને મળીએ ગઈ હશે.

તરતજ હુ મારી બેઠક પરથી કુદ્યો. મેં બૂમ પાડી: દોડ! દોડ! જા! ઝડપ કર! એ અપરાધીને બચાવી જીવતો

---

*તુરંગવદન=કિંનર, ઘોડા જેવું મુખ

અને અક્ષત મારી પાસે લાવ; નહિ તો તારે તારી જીંદગી દંડમાં આપવી પડશે. આટલું બોલી મેં મારી પત્ની તરફ જોયું તો તે ભયગ્રસ્ત નયને ધોળી પુણી જેવી થઈ જઇ મને એકીટસે જોતી ઉભી હતી. તેણે બન્ને હાથ લંબાવી કરગરી કહ્યું: એને ન મળશો, એને ન મળશો. મેં તરતજ કહ્યું: ઓ ભીરૂ, શાની બીએ છે? એટલામાં તો ધનુષ્યમાંથી બાણ છૂટે તેમ પ્રતિહારી અદ્રશ્ય થઇ ગયો અને બીજી ક્ષણે મહેલમાં ધમાલ અને રસ્તામાં ઘોડાઓની ખરીનો અવાજ મેં સાંભળ્યો. અને એ કંગાલ વેશધારીને જીવતો લાવે તે જોવાની ચિંતા મારામાં એટલી તીવ્ર થઇ પડી કે જાણે જીવ તાળવે આવી અટકયો હોય તેમ આંટા મારતો તેની રાહ જોતો હું ઉભો. હું સ્વગત બબડવા લાગ્યોઃ હા! દુનિયાને પેલે પારથી આવેલા દેખાતા આની પાસથી શું જાણવાનું મળશે તે કોણ જાણે છે! અને એના વિચારે મારી સૂપ્ત મહત્વાકાંક્ષાઓ ફરી મારામાં સચેત થઇ અને મારો આત્મા તો હર્ષોન્માદની જ્વાલામાં બળી જળી રહ્યોઃ અને અચાનક આમ આંટા મારતાં મારી નજર મારી સ્ત્રી પર ગઇ. ખીલાની માફક મારા પર તેની દૃષ્ટિ ચોંટેલી હતી.

એ જોઇ હું સાવચેત બન્યો. ધસી આવતા મૃત્યુની વાટ જોઇ બેઠેલા જેવી તે જણાતી હતી. હું થંભ્યો અને તેની સામું જોતો ઉભો એટલે તે મારી પાસે આવી અને ગદ્દગદ્દ સ્વરે કહ્યું: અરે, નાથ! વેળા વીતી જાય તે પહેલાં ફરી વિચાર કરો. ભલે એ ગાયકને જીવતો રાખી ગમે ત્યાં મોકલી દો, પણ તમે તેને ન મળશો, ન સાંભળશો.

મેં નિષ્ઠુર બની તેને હસી કાઢી. મારું હૈયું ડંખતું હતું કે તેની વાત સાચી હતી અને કંઈ નવાજુની થાય એ બીકે મને ચેતવવાને તેની પાસે ઘણાંયે કારણો હતાં. કારણ કે પેલાને મળવાની ઉત્કટ ઇચ્છા બીજા રૂપમાં તેના પ્રત્યેની બેવફાઇ જેવી હતી. અને મારા આત્માનું ઉંડાણ એ પામી ગઇ છે એમ લાગતાં હું ભભૂકી ઉઠયો: ઓ કુવલયાની, આ શું ? શું તું મારા કાનનીયે એટલી બધી ઈર્ષાળુ થઇ ગઇ છે કે રખે તારા વગર બીજી સ્ત્રીની વાત મને સંભળાવશે એમ ધારી મારે એક ભમતા વૃદ્ધ વેશધારીનું સંગીત સરખુંયે ન સાંભળવું !

આઘાત જેવા મારા શબ્દો હોય તેમ તે ભોંઠી પડી ગઇ. તેના વદન પર કાલિમા પથરાઇ ગઇ. ધીમે ધીમે ભાવના શૂન્ય બનતાં કૃત્રિમતા દેખાવા લાગી. અને તેજ પળે મહેલમાં શોરબકોર સંભળાયો. અને પ્રતિહારી પાછો આવી પહોંચ્યો. તેણે સહર્ષ કહ્યું: આયુષ્મન્ ! મૃત્યુના મુખમાંથીજ આ વેશ-ધારીને ખેંચીને પવનવેગે મારતે ઘોડે અહિંઆ અમે લાવ્યા છીએ અને અંદર આવવાની આપની આજ્ઞાની રાહ જોતો તે બહાર ઉભો છે.

અને મેં કહ્યું: તેને અંદર લાવો. એટલે તેને બોલાવી લાવવા તેઓ સઘળા બહાર ગયા. પરંતુ મારી સ્ત્રી તો મૂર્તિ-મંત નિરાશાની જેમ દ્વાર તરફ ટગર ટગર જોતી ઉભી હતી.

( હા ! કન્યા, સાંભળો છો કે ? ત્યારે દેવીએ કહ્યું: પ્રિય હંસ, તું તારે ચલાવ. હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની હિમધવલ ગરદન પંપાળવા લાગી. )



## ૧૦

અંતે તે વેશધારી મારી સમક્ષ આવીને ઉભો રહ્યો. હું તેને ટગર ટગર જોઇ રહ્યો; અને તેને જોતાંજ આશ્ચર્યમાં વિમૂઢ બની મારી પત્નીને હું બીલકુલ ભૂલી ગયો. સ્વગત હું વિચારવા લાગ્યોઃ ખરેખર, બ્રહ્માએ આ હાસ્યોત્પાદક કૃતિની રચનામાં જાણે પોતાની અપૂર્વતા બતાવવા કોઈ વિચિત્ર પળે આને ઘડયો હોય એમ લાગે છે. અથવા શું આવી કોઈ જાતિજ હશે અને ખરેખર આવો બીજો કોઈ ત્રણે લોકમાં કશે વસતો હશે? કારણકે ઉંચો અને ભરાઉ તથા વિશાળ સ્કન્ધવાળો છતાં કમ્મરમાંથી વળી ગયેલો હોવાથી એ બગલા જેવો જણાતો હતો. લાંબા અને કાંટા જેવા હાથ પગ તદ્દન ખુલ્લા હતા. કેવળ છાતીના ભાગ પર ચામડી સાથે એકરુપ બની બેઠેલું, તસતસતું કચકડા જેવું લાલ છાલનું ચોળી જેવું વસ્ત્ર તેણે પહેર્યું હતું. અને મારા પ્રતિહારીએ કહ્યું તેમ તેનો ચહેરો ઘોડાના મુખ જેવો બેડોળ રીતે લાંબો હતો. અને મુખથી દૂર, અને એકથી છેટે બે વિશાળ પણ ભીરુ અને તગતગતી આંખો તે મટમટાવી રહ્યો હતો. અને માથામાંથી ઉગી નીકળેલા ગાય જેવા બે લાંબા કાન માંસલ અને છેડેથી બહુ વાળવાળા હતાં. અને

તેની આજુબાજુ ખરબચડા અને સીધા વાળનો ગુચ્છો કેશવાળીની માફક ફેલાઈ રહ્યો હતો. હોઠ જાણે સજીવ હોય તેમ વારેઘડીયે ફરકતા હતા. ગળાની આજુબાજુ દોરડીથી બાંધેલી અનેક જગ્યાએથી કાણા પાડેલી વાંસળી લટકતી હતી. અને તેના જેવાજ સાંધાની માફક ગુંથેલી આંગળીઓ વડે વારંવાર તેની તપાસ કરવાનું તે ભૂલતો નહિ. રાત્રિની વનશય્યાની સાક્ષી પુરતાં હોય તેમ તેના આખા અંગ પર તણખલાં અને સુકા પાંદડા ચોંટેલા હતા. પૈશાચ લગ્નથી મનુષ્યેતરના મિશ્ર સંયોગે ઉદ્‌ભવેલો કોઈ અદ્‌ભુત પ્રાણી જેવો તે દેખાતો હતો.

થોડો વખત રહીને મેં પૂછ્યું: જો માણસ હોય તો તું કયી જાતનું માણસ છે? અને મારા નગરમાં ધાંધલ મચાવવા ક્યાંથી આવ્યો? પરંતુ તેણે કશો જવાબ ન આપ્યો. વળી મેં પૂછ્યું: શું તું બીકથી અવાક્ બની ઉભી રહ્યો છે, અને મારા હુકમથી તને મૃત્યુના મુખમાંથી બચાવી લેવામાં આવ્યો તેથી તારા નેત્રોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યા છે? તો પણ તેણે કશો જવાબ ન આપ્યો. વારંવાર વાંસળીને આંગળીઓથી તપાસતો, બોલવાને સારૂ વ્યર્થ ઉઘાડેલા હોઠે તે મને જોયા કરતો હતો. આખરે મેં કંટાળીને કહ્યું: બોલાતું ન હોય તો ગા ત્યારે, અને મારી પ્રજાને ઉન્માદવશ કરનારી તારી અપૂર્વ ચાતુરીનો મને નમૂનો બતાવ.

અને તરતજ તે વૃદ્ધ વેશધારી એટલી ચપળતાથી મારી સામે આવ્યો કે મારી ઈચ્છા વિરૂદ્ધ હું ભડક્યો. વીજળીના ઝબકારાની માફક વાંકા વળી તેણે વાંસળી મુખે માંડી;

તેની વિશાળ આંખો મારા પર સ્થિર થવા છતાં મારે બદલે કંઈ દૂર દૂરની વસ્તુને નિહાળી રહી હોય તેમ જણાતી હતી. અને એકાએક વાંસળીમાંથી અસંખ્ય સ્વરોના ગુંજન જેવો, ટપટપ ટપકતા વરસાદ જેવો અને ત્વરિત ગતિએ વહી જતા ઝરણાંના ખલખલ અવાજ સાથે એકરૂપ થયેલો, હિમાલયના દેવદારૂની સરરર થતી શાખાઓમાં મધરાતે રૂદન કરતો ભમતો અને પોલા વાંસોમાં કર્ણવેધી ચીસ પાડતા પવનના જેવો તીણો અને મર્મભેદી અવાજ સંભળાવા લાગ્યો. તેની મંદમંદ લહરીઓ જલપ્રપાતના ગર્જનની માફક મારા કાનમાં અથડાવા લાગી; અને મધુર અને મંદ સુમંદ ગતિથી તે દૂર દૂર વિલુપ્ત થવા લાગી ને મારા નયનો આંસુડે છલકાવા લાગ્યાં, અને રખે લુપ્ત થઇ જશે એ વેદનાથી તે વહી જતી લહેરોને કાન માંડી માંડીને મેં ઝીલવા માંડી. આમ ને આમ સુસવાટા અને વમળમાં તથા અનિલજન્ય તે સ્વરના પ્રતિઘોષમાં અનિચ્છાએ ડુબ્યો હોઉં તેમ સાંભળતાં સાંભળતાં મે મારા નેત્રો મીંચી દીધાં. અને તેજ પળે તેજ વેશધારી નટ ગાતો હોય તેમ તેનો સુર સાંભળ્યો. કારણ કે દૂર દૂરથી આવતો મંદ અને કરૂણ રવ વાંસળીના અવાજ સાથે એકતાન બની ઉગ્ર મંદ બનતો હતો. એ ઘેનઘેરા સંગીતની મોહિની મધ્યાન્હે માર્ગ પાસેના વૃક્ષ તળે આરામ લેતા શ્રાન્ત પથિકના ચિત્તને શાંતિ દેનાર ગણગણતી મક્ષિકાના સ્વર જેવી હતી. મારા કર્ણમાં પેસતાંજ તે મંદ સમીર જેવો મધુર સ્વર મારા આત્માને આમથી તેમ હિંચોળી રહ્યો.

દૂર દૂર ઉત્તરે નગાધિરાજ પર મૃદુ ગાઢા હિમજ્યુ-

થમાં પથરાયલા નીલઘેરા જલાશયને હું જાણું છું. ગાઓ ગાઓ, તે હંસાલયનું જયગીત. અને તે તો મીનકેતુના દહનને જોઇ હિમ કન્યાના નેત્રમાંથી સરેલા એકજ અશ્રુબિન્દુનું બનેલું હતું. ગાઓ, હો, તે હંસાલયનું જયગીત. અને તેના તટે પૃથ્વી તલ પર અજોડ એવું ઘેરૂં નીલલોહિત (જાંબુડુ) અને સુમધુર એક કુસુમ ઉગે છે. ગાઓ, તે હંસાલયનું જયગીત. કારણકે વિષ્ણુના ત્વરિત વ્યોમવિહાર દરમ્યાન તેના પારિજાત પુષ્પમાંથી આકસ્મિક પડેલા બીજથી તે ઉદ્‌ભવ્યું હતું. અને દક્ષિણ વાયુએ તેને ઝીલી આ હિમરચિત જલકુંડ તટે પ્રેરી ઉગવા ત્યાંજ પડતું મૂક્યું. હો ગાઓ, તે હંસાલયનું જયગીત. ત્યાંજ તે ઉગ્યું, વધ્યું, ખુલ્યું, અને વિકસ્યું અને તેણે અર્ધસ્મરિત સ્વર્ગની યાદ દેવડાવતી સુરભિથી વાતાવરણને ભરી કાઢ્યું. ગાઓ, હો, તે હંસાલયનું જયગીત. અને પ્રતિદિન કોઇ હિમસુંદરી સુવૃત્ત ધવલ કરથી મૃદુલ સ્કંધ પર કનક બેડલાને ધારી એ સુવાસી પુષ્પને સીંચવા જલકુંડથી આવે છે. હા, હા! હંસાલયનું જયગીત! કારણકે પ્રકૃતિએ તેને અતીવસુવાસી કુસુમની સેવનાર્થેજ વિશ્વના રૂપ રસ ગંધ અને સત્વના તત્વોમાંથી મિશ્ર કરી ઘડી હતી. અને અસ્ત થતા દિનકરમાંથી તપ્ત સુવર્ણના વાણા જેવા તેના વાળ કાંત્યા હતા. ગાઓ, હો હંસાલયનું જયગીત. અને તેણે ગિરિસરના નીલ પ્રવાહે નયનો રંગી હિમાદ્રિના ઉદરમાંથી મળેલી કાચી ગૈરિકધાતુથી અધર આરક્ત કર્યા. ગાઓ, હો હંસાલયનું જયગીત. તેણે સાગરના મૃદુફીણમાંથી અંગ ઘડી હિમપાત્રમાં રંગોળ્યું અને મોતી છીપનાં કર્ણ બનાવ્યાં. હા હા! હંસા-

લયનું જયગીત. સાગરના ક્ષોભમાંથી તેણે પયોધર ચોર્યા અને ઉન્નત ગિરિમાંથી તેણે કટિ પ્રાપ્ત કરી. કરદ્વય સારૂ લતાને યાચી અને નાજુક કમ્મર સારૂ કુમળાં વાંસ પાસે ગઈ. હો, ગાઓ, તે હંસાલયનું ગીત. વાયુવહ્નિનો આત્મા રચી દક્ષિણ પવન કનેથી લાલ ઘેરા કેશ કલાપની તેણે સુરભિ મેળવી. અને શ્વેતાંગ ઢાંકતા વસ્ત્રના રંગને સારૂ સંધ્યાયે તે પોતાનાજ કુસુમ પાસે જતી. દ્વિગુણ * પયોધરભારે અવનત બની નીલલોહિત વસ્ત્રમાં આવૃત તે શ્વેતાંગી મંદ મંદ ગતિથી વિચરી રહી છે. ગાઓ, હો, તે હંસાલયનું જયગીત. પીળો કનકનો તેનો જળકુંભ અને કઠિન ધવલા તેના પયો-ધર છે. હો, ગાઓ, તે હંસાલયનું જયગીત. તારકિત નિશાની સંધ્યા ધવલગિરિઓને આવૃત્ત કરી ઢાંકતી નથી શું? તેજ પ્રમાણે તે વિશાળ નયનવાળી સુંદરીના અંગોપાંગ જાંબુડા વસ્ત્રની ઘડીમાં વિંટળાયલા છે. હા, હા! હંસાલયનું જયગીત! અને તે નિર્જન જલાશયની ચોપાસ તેના સુમધુર અને કાતિલ વિષચુંબનને ન સહતા મૃત્યુભોગી મુસાફરો સૂતેલા છે. ગાઓ, હો, હંસાલયનું ગીત. મૃદુ અને અતિ સુકોમળ, ગાઓ, હંસાલયનું ગીત. શરદ્ચંદ્રથીયે શીત, ગાઓ, હંસાલયનું ગીત. વહ્નિશિખાથી ઉષ્ણ, હો, ગાઓ હંસાલયનું ગીત. શોધક પામે સર્વ, હા હા! હંસાલય પ્રતિ ચાલ.

તે વૃદ્ધ વેશધારીયે ધીમે ધીમે અવાજ એટલો મોટો કર્યો કે તે મારા કર્ણતલમાં મહેશના અટ્ટહાસની ગર્જના

---

* દ્વિગુણ—બેવડા-મોટા તેમજ સ્તન, એ બે પયોધર

જેવા જળધોધની માફક ગાજી રહ્યો. અટકતાંજ હું તેની તરફ દોડયો, અને બૂમ પાડી ઉઠયો, હા હા! હંસો કેરૂં તે સ્થાન; અને પછી તેના પગ આગળ મૂર્ચ્છિત થઈ હું ઢળી પડયો.

( હા ! ભૈરવી, સાંભળો છો કે ? અને દેવીએ જવાબ વાળ્યોઃ પ્રિય હંસ, આગળ ચલાવ, હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની હિમધવલ ડોકને પંપાળવા લાગી. )



## ૧૧.

આકસ્મિક મૂર્છાના પૂરમાં ડુબ્યો હું કેટલો વખત સુધી એમને એમ પડયો રહ્યો તેની મને ખબર નથી. પરંતુ મૂર્છામાંથી જાગૃત થતાં મેં જોયું તો સઘળા મારા ગૃહસેવકો અને ઇતર કારભારીઓ ચિંતાતુર નયને મને જોઇ રહ્યાં હતાં. પરંતુ વેશધારી મને ન દેખાયો. મેં ખિન્ન સ્વરે કહ્યું: અફસોસ! મારો નટ કયાં છે? અને પ્રતિહારીએ આગળ આવી કહ્યું: મહારાજ, અમે જોયું કે તે લુચ્ચાએ બીજાની માફક આપને પણ ઉન્માદગ્રસ્ત કર્યા, અને કોઈ પણ ઉપાયે તમારી મૂર્છા ન વળી ત્યારે અમે તેને પકડી ડુબાડવાને ફરી નદીએ લઇ ગયા. અને આશ્ચર્ય તો એ બન્યું કે તે અદભુત વેશધારી ડુબી જવાની બદલે પથ્થરની માફક સીધો વાંસળી વગેરે સાથે પાણીને તળીએ ગયો અને પાછો ઉપર આવ્યોજ નહિ. અમે જાળ નાખી તેની ઘણીએ શોધ કરી પણ તે ત્યાં નહોતો; અને તેનું શું થયું તે અમે હવે કયાંથી કહી શકીએ?

બૂમ પાડી હું ઉઠયો અને તે નિર્ભાગી પ્રતિહારી પર તૂટી પડી તેને જમીન પર પટકી નાખ્યો. હું બરાડયો: ગુલામો, મારો અને તેનો બન્નેનો તમે નાશ કર્યો છે. અને મારી

આગળથી ભાગી છૂટયા ત્યાંસુધી સઘળાને મારમાર કરી મેં ઝુડી નાંખ્યા. મેં તેમની સાથે આવું વર્તન ચલાવ્યું એટલે આખરે બીજાઓની સલાહથી અને વૈદ્યોના કહેવાથી જોરજુલમથી મને કેદ કરી બાંધ્યો અને મારા પર ચોકીદાર મૂકયો. ખાવા પીવાનું બંધ કરી ઉન્માદવશ બની તરફડીઆ મારતાં મેં ત્યાંજ કેટલાયે દિવસો કાઢયાં. આખરે બીલકુલ ગાંડો થયો હોઉં તેવો બની તાવે હું પટકાઇ પડયો. અને મારી ઉન્માદાવસ્થામાં ચકચકિત કનકની વૃષ્ટિ જેવા ચોપાસ પથરાયલા કેશવાળી અને સુધવલ કરલતાવાળી પેલી કોમલાંગી જાંબુડા પુષ્પના રંગ જેવા વસ્ત્ર ધરીને જલાશયના રંગ જેવી અર્ધમિલીત વિશાલ ચક્ષુએ મને નીરખી રહી છે એ સિવાય મને કશું દેખાતું નહોતું. અને રોગાર્ત બાળકની માફક હું સતત આક્રંદ કરવા લાગ્યો. અફસોસ ! હંસ, અફસોસ ! હંસ. અને કિંકર્તવ્યમૂઢ બની વૈદ્યરાજો વ્યર્થ મંત્રતંત્ર ઔષધિ વગેરે અજમાવી મને સુધારવા મારી આજુબાજુ વિંટાઈ વળ્યા. અને આખરે મારામાં ભૂત કે પિશાચ ભરાયું છે અને કંઇ વળે તેમ નથી, એવું પરસ્પર બબડતા બબડતા તેઓએ એ કામ પડતું મેલ્યું અને મને એકલો મૂકયો. ત્યાર પછી મારી આગળથી સર્વ લોપ થયું. કારણ કે વિસ્મૃતિએ મને પરિચારિકાની માફક ગોદમાં લઇ લીધો એટલે મને કશું યાદ નથી. હું મૃતવત્ લાંબી મૂર્છામાં પડયો.

આખરે ઘણે દિવસે મને ભાન આવ્યું. છતાં કશું મારામાંથી ઘટતું હોય, જાણે પાછળ રહી ગયું હોય તેમ મને લાગતું હતું. કારણ કે આજુબાજુના સર્વ જણને હું ખીલ-

કુલ ભૂલી ગયો હતો. અને જીંદગીમાં પહેલીજ વાર તેમના ચહેરા જોતો હોઉં તેવો અજાણ્યો હું દેખાતો હતો. હું સઘળાને શત્રુ જેવા દેખતો. એમ ધારીને કે મને જોર જુલમથી કેદખાનામાં રાખી દેખરેખ રાખનાર આ બધા પહેરેગીરો કોણુ ? ત્યારે હવે ગમે તે રીતે મારે ભાગી જઈ પેલા હંસાલયની શોધમાં જવું જોઈએ. કારણકે તે વૃદ્ધ નટનું સંગીત મારા કાનમાં નિત્ય ગુંજી રહ્યું હતું અને જ્યારે જ્યારે આંખ મીંચતો ત્યારે પુષ્પ સાથે કનકકેશવાળી સુંદરી નેત્રપટ પર અંકિત ચિત્રની માફક મારી સમક્ષ ખડી થતી. એટલે ધૂર્તતાથી સર્વ પ્રકારની ધાંધલ છોડી મૃતવત્ શાંત બની હું પડી રહેવા લાગ્યો. એટલે તેમણે થોરા દિવસ પછી મારા પરની ચોકી ઉઠાવી લીધી અને મને ગાંડો ગણી જેમ ફાવે તેમ મહેલમાં ફરવાહરવા એકલો મૂક્યો, કારણકે જે કોઇ પણ મળતું તેના આગળ હાય હંસઃ રે ! હંસ, એ સિવાય હું કશું બોલતોજ નહિ.

એમ ને એમ થોડા સમય બાદ તક સાધી મધ્યરાત્રિએ હું મહેલમાંથી ગુપચુપ નીકળી પડયો. આમ તેમ સૂતેલા સેવકોને ગુપચુપ ઓળંગી હું બગીચામાં ગયો અને ચાવીથી દિવાલનું નાનું ગુપ્ત દ્વાર ખોલ્યું. પહેલાં જ્યારે મરજી થતી ત્યારે છૂપાવેશે આજ દ્વારથી મહેલમાંથી હું ઘણીયે વાર નીકળતો.

બહાર દૃષ્ટિ ફેંકી હું ઉઘાડા દ્વારના ઉંબરામાં ઉભો રહ્યો. ઉભો હતો એટલામાં મેં પ્રચંડ નિશ્વાસ મૂકી બૂમ પાડીઃ હાય ! હાય ! મુસાફર.એ જવાને તો નીરુપ્યો છું

પણ કયે રસ્તે જવું તેનીયે મને ખબર નથી !

અને તેજ ક્ષણે મારી પાછળ મેં મંદ નિઃશ્વાસ સાંભળ્યો. સાંભળતાંજ હું ચમક્યો અને ભયભીત બની બોલી ઉઠ્યોઃ ચોકીદારોએ મને પકડી પાડ્યો. મેં ઝડપથી પાછું ફરી જોયું તો અરે ! મારી સામે મારી સ્ત્રી ઉભી હતી.

(હા ! વિન્ધ્યવાસિની, સાંભળો છો કે ? અને દેવીએ કહ્યુંઃ પ્રિયહંસ, આગળ ચલાવ: હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની હિમધવલ ડોક પંપાળવા લાગી.)



## ૧૨.

ઓ ગૌરી, હું કહું છું કે તે મારી સ્ત્રી હતી; તેને ટગર ટગર જોઇ છતાં તે વખતે એ કોણ હતી તે હું જાણતો નહોતો. કારણ કે બીજાઓની માફક તેની પણ સ્મૃતિ મારા હૃદયપટ પરથી સદંતર ભૂંસાઇ ગઇ હતી. કોણ? મેં તેને સખતાઇથી પૂછ્યું. ત્યારે તેણે કહ્યું: આગળ જોયાનું આપને સ્મરણ નથી? ના. મેં કહ્યું (અફસોસ! ઓ ગૌરી, તે વખતે હું નહોતો જાણતો તે હાલ જાણું છું. અને નિઃસંશય મારી સંતપ્તાવસ્થામાં અને હંમેશા તેણે મારી બરદાસ કરી હતી. અને મારે પગલે પગલે મધ્ય રાત્રિએ તે મને અનુસરી હતી) તેણે હસીને કહ્યું: ભલે હું ગમે તે રહી. છતાં, સાંભળ, આ હવે આખા શહેરમાંથી જેને મળવાની તારી તીવ્ર ઇચ્છા છે તેમાંની હું એક છું. તે કોણ છે અને શું કહેવા માંગે છે તે ન સમજતાં હું તેની સામું અવધુતની જેમ જોઇ રહ્યો. અને ક્ષણ પછી રખે કોઇ સાંભળી જશે એ બીકે, મંદસ્વરે ફરી તે બોલી: આજ પળે તમે હંસાલય તરફ જવાની તૈયારીમાં છો. બોલો, ખરૂં કેની? હું ભયભીત બની તેને નિહાળી રહ્યો અને રખે જઇને બીજાને કહી દઇ તેમને નાસી છૂટતાં અટકાવશે એમ મનમાં શંકા આણી તેને ગળચી પકડી

ત્યાંજ પુરી કરી નાખવાનો હું મનસુબો કરવા લાગ્યો. તેથી તરતજ મેં કહ્યું: ખરી વાત. પણ હું ઉપડવાની તૈયારીમાંજ છું, તેમાં તારે શા લેવા દેવા? અને તે બોલી: હું રસ્તો જાણું છું.

એ સાંભળતાંજ હું હર્ષઘેલો બન્યો અને મારા કાનનો મને ભાગ્યેજ વિશ્વાસ બેઠો. હર્ષાવેશમાં હું તેને ભેટી પડવાને તૈયાર થયો પરંતુ તરતજ તે પાછી હઠી. હું બોલી ઉઠયો: નારી રૂપે તુંજ મારૂં જીવનસાફલ્ય છે; પણ રસ્તો જાણનાર તું છે કોણ? અને તેણે જવાબ આપ્યો: હું કોણ છું તે તને કહી શકું એમ નથી. કારણ કે સ્ત્રી ચરિત્રના સીધો ને સાંકડો માર્ગ મેં ત્યજ્યો છે અને સ્વતંત્રના ધારણ કરી ધરેડથી ભ્રષ્ટ થયેલા રથના પૈડાની માફક હું માર્ગભ્રષ્ટ થઇ ગઇ છું. અને તે પણ ઇચ્છાથી નહિ પરંતુ જરૂરીયાતને લીધે. તેણે નિસાસો મૂકયો અને ફરી બોલી: આટલુંજ સાંભળ કે જેમ તું પોતે પેલા વૃદ્ધ વેશધારીથી ભ્રષ્ટ બન્યો છે તેમ હું પણ પતિથી ત્યજાયલી કોઇ સ્ત્રી છું. અને દૂર દૂર હંસાલયમાં રહેતી કોઈ અજાણી અપ્રતિમ સુંદરી સારૂ તે મને બીલકુલ ભૂલી જઇ છોડી ગયો છે. તેને ચાલ્યો ગયેલો જોઇ હું તે વેશધારી પાસે ગઇ અને પૂછયું: મને જલદી ત્યાંનો રસ્તો બતાવ, નહિ તો હું તને શાપ આપીશ અને તારા માથાના તરતજ બે ટુકડા થઇ જશે. અને મારા શાપથી બીને તેણે મને વાત કરી; અને હવે જો તારી મરજી હોય તો તને પણ માર્ગ બતાવું.

આમ મને છેતરી તેણે મને કહ્યું, અને હું પણ ત્યાં

## ૧૨.

ઓ ગૌરી, હુ કહું છું કે તે મારી સ્ત્રી હતી; તેને ટગર ટગર જોઈ છતાં તે વખતે એ કોણ હતી તે હું જાણતો નહોતો. કારણ કે બીજાઓની માફક તેની પણ સ્મૃતિ મારા હૃદયપટ પરથી સદંતર ભૂંસાઈ ગઈ હતી. કોણ? મેં તેને સખતાઈથી પૂછયું. ત્યારે તેણે કહ્યું: આગળ જોયાનું આપને સ્મરણ નથી? ના. મેં કહ્યું (અફસોસ! ઓ ગૌરી, તે વખતે હું નહોતો જાણતો તે હાલ જાણું છું. અને નિઃસંશય મારી સંતપ્તાવસ્થામાં અને હંમેશા તેણે મારી બરદાસ કરી હતી. અને મારે પગલે પગલે મધ્ય રાત્રિએ તે મને અનુસરી હતી) તેણે હસીને કહ્યું: ભલે હું ગમે તે રહી. છતાં, સાંભળ, આ ક્ષણે આખા શહેરમાંથી જેને મળવાની તારી તીવ્ર ઈચ્છા છે તેમાંની હું એક છું. તે કોણ છે અને શું કહેવા માંગે છે તે ન સમજતાં હું તેની સામું અવધુતની જેમ જોઈ રહ્યો. અને ક્ષણ પછી રખે કોઈ સાંભળી જશે એ બીકે, મંદસ્વરે ફરી તે બોલી: આજ પળે તમે હંસાલય તરફ જવાની તૈયારીમાં છો. બોલો, ખરૂં કેની? હું ભયભીત બની તેને નિહાળી રહ્યો અને રખે જઈને બીજાને કહી દઈ તેમને નાસી છૂટતાં અટકાવશે એમ મનમાં શંકા આણી તેને ગળચી પકડી

ત્યાંજ પુરી કરી નાખવાનો હું મનસુબો કરવા લાગ્યો તેથી તરતજ મેં કહ્યું: ખરી વાત. પણ હું ઉપડવાની તૈયારીમાંજ છું, તેમાં તારે શા લેવા દેવા? અને તે બોલી: હું રસ્તો જાણું છું.

એ સાંભળતાંજ હું હર્ષઘેલો બન્યો અને મારા કાનનો મને ભાગ્યેજ વિશ્વાસ બેઠો. હર્ષાવેશમાં હું તેને ભેટી પડવાને તૈયાર થયો પરંતુ તરતજ તે પાછી હડી. હું બોલી ઉઠયો: નારી રૂપે તુંજ મારૂં જીવનસાફલ્ય છે; પણ રસ્તો જાણનાર તું છે કોણ? અને તેણે જવાબ આપ્યો: હું કોણ છું તે તને કહી શકું એમ નથી. કારણ કે સ્રી ચરિત્રના સીધો ને સાંકડો માર્ગ મેં ત્યજ્યો છે અને સ્વતંત્રના ધારણ કરી ધરેડથી ભ્રષ્ટ થયેલા રથના પૈડાની માફક હું માર્ગભ્રષ્ટ થઇ ગઇ છું. અને તે પણ ઇચ્છાથી નહિ પરંતુ જરૂરીયાતને લીધે. તેણે નિસાસો મૂક્યો અને ફરી બોલી: આટલુંજ સાંભળ કે જેમ તું પોતે પેલા વૃદ્ધ વેશધારીથી ભ્રષ્ટ બન્યો છે તેમ હું પણ પતિથી ત્યજાયલી કોઇ સ્રી છું. અને દૂર દૂર હંસાલયમાં રહેતી કોઇ અજાણી અપ્રતિમ સુંદરી સારૂ તે મને બીલકુલ ભૂલી જઇ છોડી ગયો છે. તેને ચાલ્યો ગયેલો જોઇ હું તે વેશધારી પાસે ગઇ અને પુછયું: મને જલદી ત્યાંનો રસ્તો બતાવ, નહિ તો હું તને શાપ આપીશ અને તારા માથાના તરતજ બે ટુકડા થઇ જશે. અને મારા શાપથી બીને તેણે મને વાત કરી; અને હવે જો તારી મરજી હોય તો તને પણ માર્ગ બતાવું.

આમ મને છેતરી તેણે મને કહ્યું, અને હું પણ ત્યાં

જવાની તીવ્ર ઇચ્છામાં મૂર્ખ બની બીલકુલ છેતરાયો. હા! પ્રેમથી પ્રેરાયલી અને ઉત્તેજીત બનેલી નારીની ચતુરાઇની હદ કોણ બાંધી શકે? અને મેં કહ્યું: ચાલ ત્યારે. સવાર પડતાં મારી ગેરહાજરીની કોઇને ખબર પડે તે પહેલાં વગર વિલંબે આપણે આગળ નીકળી જઇએ. નહિ તો મને તેઓ જરૂર અટકાવશે. એટલે અમે બન્ને સાથે બહાર નીકળ્યાં અને દ્વાર બંધ કર્યું. મેં તેને પૂછયું: કયે રસ્તે જઈશું? ત્યારે તે બોલી: પેલે સપ્તર્ષિ તરફના માર્ગે. તેણે આંગળી કરી, અને કહ્યું: બે માર્ગ જયાં છૂટા પડે છે ત્યાં સુધી આપણે ઉત્તરમાં ને ઉત્તરમાં ચાલ્યા કરવું પડશે.

અને અચાનક તે ધ્રૂસકા ભરવા લાગી. મેં દયાર્દ્ર બની તેને કહ્યું: ઓ પરિત્યકતા, હિંમત રાખ. વિરહસાગર ઓળંગી ઘણાયે પુનર્મિલનને પામ્યા છે અને તને યે નિ:શંક મુસાફરીને અંતે તારો પતિ મળશે.

અને હું મારી સામેના ધોળાં અને શાંત માર્ગને ચંદ્રિકામાં અવલોકી રહ્યો. દૂર દૂર લાંબો અને ક્ષીણ બનતો રાત્રિએ તે અનંત રીતે લંબાયલો હતો. એ જોઇ મેં સ્વગત વિચાર્યું: મુખ્ય માર્ગ ઘણો, ઘણો લાંબો છે, તોપણ તેનોયે છેડો અંતે આવશે. અને મેં મારી સ્ત્રી તરફ ફરી કહ્યું: ચાલ. તેણે મંદ સ્વરે કહ્યું: તું આગળ ચાલ, હું તને અનુસરીશ.

એટલે અમે ચાલવા માંડયું. હું આગળ અને તે મારી લગોલગ પાછળ અનુસરવા લાગી.

(હા! અમ્બિકા! સાંભળો છો કે? અને દેવીએ કહ્યું: પ્રિયહંસ, આગળ ચલાવ. હું સાંભળું છું. અને પોતાના કરકમળથી તેની હિમધવલ ડોક પંપાળવા લાગી.)

---

૧૩.

અને ત્યાર પછી અમે તે ધૂળાડે રસ્તે દિવસ અને રાત અને રાત ને દિવસ સાથે ચાલ્યાંજ કર્યું. એ તો જાણે અંત ન હોય તેમ એક સરખોજ અમારી આગળ પથરાયલો હતો. શ્રાન્ત થતાં અમે રસ્તાની બાજુમાં વિસામો લેતાં. અને અહિંઆ પણ મારી સ્ત્રી ન હોત તો જેટલી ઝડપથી મુસાફરી શરૂ કરી તેટલીજ ઝડપથી તે પૂરી થઇ હોત. કારણ કે હું તો બધું ભૂલી ગયો હતો પણ તેને સઘળું યાદ હતું. કારણ કે લાંબી દૃષ્ટિ પહોંચાડી પોતાના કિંમતી ઘરેણાંગાંઠા તથા ઝવેરાત પોતાની સાથે તેણે લઇ લીધું ન હોત તો અમે ક્ષુધાતુર બનતાં ભૂખે મરી જાત. રસ્તે આવતાં નગરોમાં તેમાંનો એકાદ ટુકડો ભાંગી વારેઘડીએ વેચી તેમાંથી તે ખોરાક ખરીદતી. અને આમ અસંખ્ય મુસાફરો અને યાત્રાળુઓમાં અણદીઠા ધીમે ધીમે આગળ ને આગળ અમે ચાલવા લાગ્યાં. અને તે સઘળા વખત દરમ્યાન હંસાલયે પહોંચવાની વાસનાથી ઘેરાયલા મને કશું રસ્તે દેખાતુ નહિ; કેવળ પેલી ધવલ કરવાળી સુંદરી, પેલું તેનું પુષ્પ, તે જલાશય અને વૃક્ષોમાં પવનના સુસવાટા સાંભળી પેલા વૃદ્ધ વેશધારીનું મારા કર્ણમાં સદા

ગુંજી રહેલું સંગીત. તે સિવાય કશું મને જણાતું કે સંભળાતું નહિ. અને મારા સાથીની જરાયે દરકાર કર્યા વગર અને આત્મમગ્નાવસ્થામાં સ્વપ્નસ્થ માણસની માફક હું હંમેશા આગળ ચાલ્યાજ કરતો. અને જ્યારે જ્યારે અમે થોભતાં ત્યારે અધીરાઇથી હું હમ્મેશા ઉછાળા મારતો અને બૂમ બરાડા પાડતો. અને તેથી મારી થાકવાની શક્તિ હરાઇ ગઇ હતી. અને દરેક વખતે બાળક જેવી મારી સૂશ્રુષા કરી મને શાંત પાડી, ગાઇ વાર્તા કહી અને દરેક રીતે મારી અધીરાઇ તથા વાતને ભૂલાવી તે મને નિદ્રાધીન કરતી અને તે દરમ્યાન તે દિવસે દિવસે નબળી અને સુકી થતી ચાલી. હું એ જોતો હતો છતાં મારી બાબતમાંજ મશગુલ રહી તેના પ્રત્યે કશું ધ્યાન આપતો નહિ. આખરે ભાગ્યેજ કદમ બેકદમ ચાલી શકે એવી હાલતમાં આવી પહોંચતાં તે પળે પળે વિસામો લેવા ઉભી રહેતી.

એટલે થોડા વખત પછી મેં સ્વગત વિચાર્યું: આ તો બીલકુલ અસહ્ય કહેવાય. કારણ કે આમ ધીમે ધીમે ચાલશું તો મુસાફરીનો અંત પામતાં પહેલાં જીંદગીનો અંત આવી જશે. છતાં રસ્તાના અજાણપણાથી હું તેની સાથે બંધાયો હોઉં તેમ તેને પાછળ છોડી એકલો પણ જઇ શકું એમ નથી. માટે ગમે તેમ રસ્તાનો ભેદ મેળવવો જોઇએ અને પછીજ હું છુટો થઇ શકીશ.

એક દિવસ રસ્તામાં વિસામો લેતાં અમે બેઠાં હતાં તેવામાં મેં કહ્યું: ઓ સહેલાઇથી શ્રાન્ત થનારી, આ પ્રમાણે આપણે પળેપળે થોભ્યા કરીશું તો આપણે કદી આગળ નહિ

વધી શકીએ. અને આપણા ધ્યેય તદ્દન ભિન્ન છે તો પછી સાથે મુસાફરી કરવાની શી જરૂર ? તું તારે મને માર્ગ બતાવી દે, એટલે હું તારા વગર ઝડપથી તારી આગળ ચાલ્યો જાઉં. ત્યારે મારી સ્ત્રીએ કહ્યું: અફસોસ ! જ્યાં માર્ગ ભિન્ન થાય છે ત્યાં પહોંચ્યા સિવાય હું તને કહી શકું એમ નથી. અને મેં પૂછ્યું: ત્યારે માર્ગ કયાં ભિન્ન થાય છે અને નહિ કહે-વાનું કારણ શું ? એટલે તે બોલી: ધીરજ રાખ. હવે આપણે જલદીથી ત્યાંજ જઇ પહોંચશું પણ ત્યાં પહોંચીએ તે પહેલાં હું તને કહી શકું એમ નથી. કારણકે માર્ગ દેખાડનાર પેલા વૃદ્ધ વેશધારીએ મને આજ્ઞા કરી કહ્યું છે કે હું તને શાપને બદલે શાપ આપીશ. કારણ કે હું ન કહું તો તું મને શાપ આપે ,છે તો જો તું કહેશે તો હું તને પણ શાપ આપું છું. એટલે તું જે દિવસે કોઇને પણ માર્ગ કહેશે તે તારા મોતનો દિવસ બનશે. અને તેથીજ હુ તને રસ્તો બતલાવું છું પણ કહેતી નથી.

આમ મોહાંધ બની ફરી છેતરનાં મને તેણે કહ્યું: પરંતુ હું સક્રોધ તેને જોઈ રહ્યો અને સ્વગત વિચારવા લાગ્યો: કેવળ હું રસ્તો જાણું તે પછી એ મરે કે જીવે તેની મારે શી પરવા ? અને તેજ ક્ષણથી મારા વિલંબનું કારણ તેને ગણી તેની સાથે હું નિષ્ઠુર રીતે વર્તવા લાગ્યો. તેને હું ધિક્કારવા લાગ્યો અને ચાલવાને બીલકુલ અસમર્થ બની લથડી પડે નહિ ત્યાં સુધી તેને થોભવા દેતો નહિ. વાસના અને ક્રોધથી અંધ બની હું તેની સાથે ક્રૂર વર્તન ચલાવવા લાગ્યો. તેમાં હું તેને મૃત્યુ ત॰

ઘસડી જતો હતો તે પણ મને ન દેખાયું. જાણે તે મારી શત્રુ હોય તેમ હું તેના તરફ બેપરવા બન્યો. અને એ બધા વખત દરમ્યાન જાણે પોતે મારા ક્રોધને લાયક હોય તેમ વિનમ્ર બની તે સહ્યાંજ કરતી. હાય! સ્વાર્થ અને વાસનામાં ઘેરાયલાં અને એકજ વસ્તુ પાછળ અંધ બનેલા મગજવાળાઓની ક્રૂરતા ખરેજ અતીવ ભયંકર હોય છે. અને આખરે, મારી બાબતમાં બન્યું છે તેમ, નીચ જન્મના નરકાગારમાં તેઓ જરૂર પડે છે.

(હા! ઉમા, સાંભળો છો કે? અને દેવીએ જવાબ આપ્યો: હંસ, આગળ ચલાવ, હું સાંભળું છું. અને તેણે પોતાનો કમળ-કર તેની ગરદન પરથી ઉઠાવી લીધો.)

---

## ૧૪.

એમ ને એમ અમે આગળ ચાલવા લાગ્યાં. દિવસે દિવસે હું નિર્દય અને મારી સ્ત્રી દુર્બળ બનતાં ચાલ્યાં. આખરે એક રાતે હું તેને આગળ ઘસડી રહ્યો હતો તેવામાં તે લગભગ બેભાન બની ગઇ હોય તેમ રસ્તાની બાજુ પર ઉગેલા પીપળાના વૃક્ષ તળે ઢળી પડી. આમ તેને સૂતેલી જોઈ હું અત્યંત ક્રોધાતુર બની ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. હું ગાજ્યો કેઃ મારા દુઃખનું કારણ તું છે અને હવે હું તારી સ્વાર્થાંધતાનો ભોગ બન્યો છું. તારા પોતાના કંગાલ જીવનના રક્ષણની ચિંતામાં તું મને માર્ગ નહિ કહે માટે મારે શું મરી જવું? ત્યારે તે નમ્રસ્વરે બોલીઃ હવે થોડુંકજ રહ્યું છે. કારણ કે હું ભૂલતી ન હોઉં તો આપણે ભિન્ન થતા માર્ગ સ્થળેજ આવી પહોંચ્યા છીએ. અને આંખ મીંચી મૂર્ચ્છિત હોય તેમ તે થડને અઢેલીને પડી રહી. પરંતુ હું તો ગુસ્સામાં ને ગુસ્સામાં થોડે દૂર જમીન પર લાંબો થઈને પડયો અને થોડાક વખતમાં નિદ્રાધીન બની ગયો; કારણ કે અમે સવારનાં નીકળેલાં, ખરા તાપમાં ઘણાં ગાઉ ચાલી આવ્યાં હતાં.

મધ્યરાત્રિએ હું જાગ્યો. અને તે ક્ષણે ચંદ્ર સાથે પોતે

વાતો કરતી અને ગાતી હોય તેમ તેને બોલતી સાંભળીઃ ભોગ મારા, એના અને બધી વિસરાયલી વસ્તુઓના! ઓ સીતમગર અનંગ, શું ગત ભવમાં મેં કંઈ તારૂં બગાડયું હતું કે આ ભવે મને તારા નિર્દય જુલમના નમૂના સારૂ તેં પસંદ કરી? અરે જો! હું તારી જ્વાલામાં બળી રહી છું અને જંગલી હાથીને નિરર્થક અર્પણ થયેલા પદદલિત કમળની માફક છૂંદાઈ રહી છું. પણ હવે તો ઓ મનસિજ, હું તારાથી ભાગી છૂટીશ; કારણ કે હું તારાં કરતાં બળવત્તર દેવને આશરે જઇ પડી છું. તું તો મને ઝેર સમો નીવડયો પરંતુ મૃત્યુ તો પેલા શીતલચંદ્રના કિરણોથીયે વધારે શીતળ અને આનંદદાયિ ઔષધિ જેવું નીવડશે. ઓ કૃતાન્ત, તું નિષ્ઠૂર કામદેવથી વધારે દયાળુ છે અને હવેથી હું તારી ઉપાસના કરૂં છું. કારણ કે તારી મદદથી હું યુદ્ધ જીતી છું અને પેલી જાંબુડા પુષ્પવાળી શોકયની ગતિ અટકાવી છે અને એ ત્યાં પહોંચશે તે પહેલાં તો હું તારી ગોદમાં સહીસલામત પહોંચી જઇશ.

એ સાંભળી મેં વિચાર્યું: એ એના પતિનો શોક કરતી લાગે છે. તરતજ હું ઉઠીને તેની પાસે ગયો અને નિર્દયસ્વરે કહ્યું: ચાલ, ઉઠ. જવાનો વખત થયો છે. હજુએ તે થડને અઢેલીનેજ બેઠી હતી અને હું ધારૂં છું ત્યાં સુધી મેં સૂતા પહેલાં જોઇ ત્યારથી તે ખસીજ નહોતી. તે મને સ્વપ્નઘેરા નયને જોઇ રહી અને મંદ સ્વરે બોલીઃ ખરેખર, તારે અને મારે બંનેને માટે વખત થયો છે. અને મેં તને કહ્યું હતું તેમ રસ્તા જ્યાં જુદા પડે છે ત્યાં આપણે આવી

પહોંચ્યા છીએ.

હું સાશ્ચર્ય તેને જોઇ રહ્યો. મેં કહ્યું: શું તું સ્વપ્નામાં છે ? અહિં તો કોઇ આડો રસ્તો છે નહિ, આ રસ્તો તો સીધો સપાટ એકલોજ રાત્રિના અંધકારમાં પથરાયલો છે. ત્યારે તે બોલી: એ તો તારો; પણ મારો તો એક બાજુએ વળે છે. ચાલ ત્યારે, હવે તારો માર્ગ હું બતાવીશ. અને કદાચ રસ્તે જતાં મારો પતિ મળે તો મારા વતીનું આટલું આપજે.

અને એકદમ તે મહામહેનતે ઉભી થઇ અને શું કરવા માંગે છે તેનો ખ્યાલ કરૂં તે પહેલાં તો મારા કંઠે બાઝી પડી મને ચુમવા લાગી. એમ કરતાં એનુ શરીર આખું ધ્રૂજી રહ્યું હતું અને તેના બે હાથો દોરડાની માફક મારી આજુબાજુ મને ભીચડી રહ્યાં હતાં. બીજી પળે મને છોડી ફરી તે વૃક્ષને ઓથે જઇ પડી.

હું આશ્ચર્યમગ્ન બની બોલી ઉઠયો: આ શું ? અને તું શું કહેવા માંગે છે ? તેણે મારી તરફ ઉચું જોયું અને એકદમ ખડખડાટ હસી પડી. તે બોલી: તારી સ્મરણ શક્તિ ઘણી ટુંકી છે. હવે આગળ જા: કારણ કે તારી સામે તારો રસ્તો ખુલ્લો પડયો છે. હવે તારે એકલા જવું હોય તો ભલે જા; હું જાણુતી હતી તેટલું સઘળું મે તને કહ્યું છે. ફરી મેં પૂછયું: કયો રસ્તો ? તે બોલી: મારા વિના હવે શોધી કાઢ. હું તને કશું કહી શકું એમ નથી; કારણ કે, સાંભળ, તારા કરતાં હું કશું વધારે જાણુતી નથી.

હું તો દિગ્મૂઢ બની તેને નિહાળતો સ્થિર થઇ ગયો.

મેં કહ્યું: શું ? તું જાણતી નહોતી ને આટલો વખત સુધી કેવળ મને છેતરીનેજ જાણુવાનો ડોળ કરી મને દોરી રહી હતી ?

મને સ્થિર નયને જોતી તે બોલી: હા;

( હા ! ભવાની, સાંભળો છો કે ? અને દેવીએ જવાબ આપ્યો: હંસ, આગળ ચલાવ, હું સાંભળું છું. અને તેની હિમધવલ ડોકને પણ ન પંપાળતાં તેની સામું સક્રોધ નયને જોઇ રહી.)



૧૫.

એક પળવાર તો મારા કાનનો યે વિશ્વાસ ન કરી તેને નિહાળતો હું અવાક્ બની ઉભો. મેં સ્વગત વિચાર્યું: હું છેતરાયો. અને આ બલાએ તો મારો સર્વનાશ કરી મને તદન અવળે રસ્તે ઉતારી પાડયો. અને એકદમ મારા આત્મામાં ગુસ્સાનું પૂર ઉભરાઇ લગભગ મારા હૃદયને વિદીર્ણ કરી રહ્યું. અને ચીસ પાડી તેના પર હું તૂટી પડયો અને તેને ગળચીમાંથી પકડી. મૃત્યુના પંજાની માફક તેનું ગળું દબાવી કોણ જાણે કેટલા વખત સુધી મેં તેને પાંદડાની માફક હલાવી નાખી. અને અચાનકજ તેને પડતી નાખી મેં શું કર્યું તેના જરાયે ભાન વગર સીધી સડકે એકલો ભાગ્યો. દોડવાની જરીએ તાકાદ ન રહી અને અતીવ શ્રાન્ત બન્યો ત્યાં સુધી એમ ને એમ મેં જ્યોત્સ્નામાં દોડયાજ કર્યું. મારો આત્મા તો નિરાશાની કાલિમાથી વ્યાપ્ત થઇ ગયો હતો.

અચાનકજ હું થંભી ઉભો. હું સ્વગત વિચારવા લાગ્યો: હું શું કરૂં છું અને હું સીધે રસ્તે જાઉં છું કે આડે? ભાન વગર આમ આવેશમાં ધસમસ્યા જવાથી શો લાભ? અરેરે! આ બલારૂપે છૂપાયલી ઠગારાપણાની સાક્ષાત દુષ્ટ મૂર્તિએ તો મને બીલકુલ મૂર્ખ બનાવ્યો! અને હવે તો હું

મધ્યસાગરમાં બિંદુ જેવો થઇ પડયો છું અને મને બધાય રસ્તા સરખાજ છે. મારી બધી મહેનત પાણીમાં ગઇ. હાય! રે! મને હુંસાલયે કોણ લઇ જશે?

અને આજુબાજુની વસ્તુઓ પહેલવહેલોજ જોતો હોઉં તેમ મેં ચોપાસ નજર કરી. મેં જોયું તો અંધારી સપાટ ભૂમિ પર હુ બીલકુલ એકલો હતો. અને તેમાં મારી મશ્કરી કરતી હોય તેમ અનંત દેખાતી ધોળી અને સીધી સડક ઘેરા વસ્ત્રપટ પર રૂપેરી સળીની માફક પથરાયલી હતી. મેં પૂર્વ દિશામાં નજર નાખી તો જ્યોત્સ્નામયી નિશા સાથે બીતી બીતી, સહકાર કરવાની તૈયારી કરતી ફીકી ઉષા પૃથ્વીના ક્ષિતિજમાં ચમકી રહી હતી. અને તે પળે મેં જોયું તો અરે! રસ્તાની બાજુએ, પહેલાં મહેલના દિવાનખાનામાં ઉભો હતો તેજ પ્રમાણે પેલા વૃદ્ધ વેશધારીને મારી પાસે ઉભેલો મેં જોયો.

ભયભીત બની તેને નિહાળતાં મારા માથાના વાળ ખડા થઇ ગયાં. અને પછી તરતજ મેં ભયાનક ચીસ પાડી. હું બરાડી ઉઠયોઃ હા! વળી તું પાછો અહિંઆ આવ્યો. બીજી વખતે હવે મારી કનેથી નહિ છટકે!

ત્યારે તે વૃદ્ધ વેશધારી ભયંકર દૃષ્ટિથી મને જોઇ મંદ સ્વરે કહેવા લાગ્યોઃ તારી સ્મરણશક્તિ ઘણી ટુંકી છે. એ સાંભળતાજ હું ચમકયો અને કંપી ઉઠયો કારણકે તે તો આબાદ પેલીનાજ શબ્દો તેણે વાપર્યા હતા. હું ચિત્રવત્ ઉભો તેને નિહાળી રહ્યો હતો એવામાં તે તિરસ્કારભર્યા સ્મિતથી ફરી બોલ્યોઃ તારી નક્કી ખાતરી છે કે આપણે પહેલાં એક-જવાર મળ્યાં છીએ? આ ફક્ત બીજીજ વાર છે?

અને એમ બોલતાંની સાથેજ તે વેશધારી અદ્રશ્ય થઇ ગયો અને તેની જગ્યાએ ઘાસના તણખલાથી જખમાયલો મારી સ્ત્રીથી ઉપહાસિત બનેલો વૃદ્ધ યોગી મારી સામું આવી ઉભો. અને તેણે કહ્યું: હું સાંભરૂં છું કે નહિ? કે હજીએ તારી સ્મરણશકિત કુંઠિત છે? અને હું દિગ્મૂઢ બની તેને જોઇ રહ્યો. એટલામાં ફરી તે અદ્રશ્ય થઇ ગયો; અને મારી સમક્ષ મહેલના દરવાજા પાસે ઘણા વર્ષો પહેલાં મારા પિતાને મળેલો વૃદ્ધ ભિક્ષુ આવી ઉભેલો દેખાયો. તેણે અતીવ મંદ સ્વરે કહ્યુ: ઓ બાળ, પાપના પડછાયામાં જન્મી શું તું એમ ધારતો હતો કે પાપલતાના ફળથી તું છટકી શકીશ?

અને વળી તે અદ્રશ્ય થઇ ગયો. હું એકલો પડયો અને પહેલાંની માફક મારી સામે કેવળ રસ્તા વિના કશું દેખાતું નહોતું.

અને તેજ પળે, જાણે લાંબા સ્વપ્નામાંથી ઉઠયો હોઉં, તેમ હું જાગ્યો. અને મારા આત્મામાં સ્મરણશકિત એકદમ પ્રકાશની જેમ પુનઃ ફેલાઈ ગઈ. હું બૂમ પાડી ઉઠયો: હા હા! હા હા! એ તો મારી પત્ની હતી, મારી પ્રિયા હતી. આખો વખત મારી પાસે છતાં મેં તેને ન ઓળખી. અને ઉન્મત્તની માફક હું પડછાયા પાછળ દોડી રહ્યો છું. હું તેનો ખૂની બન્યો. અને મને અચાનક એવી ધ્રૂજારી ચઢી આવી કે મારા શરીર પરના રૂંવેરૂંવા ખડા થઈ ગયા. અને તે અસહ્ય બનતાં શોક અને દુઃખના વજ્રાઘાતે ઘવાયો હોઉં તેમ એકદમ હું જમીન પર ઢળી પડયો. આમ ને આમ

મૃતવત્ હું પડી રહ્યો અને દિવસ ધીમે ધીમે અવનિતલ પર ફેલાઈ રહ્યો.

ઘણા વખત પછી ફરી પાછો હું ટટાર થયો. મેં પોક મૂકી મારા છાતી માથું કુટયાં અને રડવા લાગ્યોઃ કદાચ નહિ મરી ગઈ હોય તો ? હજી, હજી કંઈ બગડી ગયું નથી.

(હા ! કાત્યાયની, સાંભળો છો કે ? અને દેવીએ જવાબ આપ્યોઃ પ્રિય હંસ, આગળ ચલાવ, હું સાંભળું છું. અને ફરી પાછી પોતાના કરકમળથી તેની હિમધવલ ડોક તે પંપાળવા લાગી.)



૧૯.

મેં દોડવા માંડ્યું. દોડતાં દોડતાં ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા લાગ્યો અને આટલો વિલંબ કર્યો તે બદલ મારા પોતાના પર શાપનો વરસાદ વરસાવવા લાગ્યો. હું સ્વગત બબડવા લાગ્યો: જરા વહેલો નીકળતે તો વખતસર પહોંચી જતે. હાય! મારી સ્મરણશક્તિ ઘણી ટુંકી છે. અને નિરાશામાં ને નિરાશામાં હું ખડખડાટ હસી પડ્યો અને ભયંકર શંકા, અટ્ટહાસ અને તીક્ષ્ણ શોકથી ચૂર્ણવિચૂર્ણ થઈ જતો હોઉં તેમ હું ધસ્યોજ ગયો. કારણ કે મારી ખાતરી હતી કે તે તો મરી ગઈ હશે છતાં તેને જીવતી જોવાની ઉત્કટ ઈચ્છાથી હું શોધવા લાગ્યો. અને બેભાન અવસ્થામાં હોઉં તેમ મેં દોડયાજ કર્યું; પરંતુ આત્મા એકજ ચીજની ઉગ્રેચ્છાથી ટગવળી રહ્યો હતો; તેને જ્યાં તજી, તે સ્થળે પહોંચવાની. એમ ને એમ વર્ષાની જેમ મારા અંગેઅંગમાંનો પરસેવો વાળમાંથી સરી આંખને ઢાંકી અંધ બનાવી નીતરવા લાગ્યો અને હૈયું અંદર ને અંદર ચૂર્ણ થવા લાગ્યું અને છાતીમાં શ્વાસ ભરાઈ આવતાં રૂંધાવા લાગ્યો ત્યાં સુધી મેં દોડયાજ કર્યું. એટલામાં તે જ્યાં પડી હતી તે માર્ગ બાજુનું વિશાળ વૃક્ષ મેં જોયું. એ જોતાંજ મારૂં

બળ અને વેગ વધ્યાં. ઉડતો હોઉં તેમ દોડી વૃક્ષ આગળ પહોંચ્યો અને જોયું તો હાય! મેં નાખી દીધી હતી તેજ હાલતમાં મારી સ્ત્રી પડેલી હતી. ચીસ પાડી હું તેની તરફ દોડયો અને તેની પાસે ઢળી પડી તેને મારી બાથમાં લીધી. અને તેનો સ્પર્શ થતાંજ હું કમકમી ઉઠયો. શરીર બીલકુલ ઠંડું હતું, પ્રાણુપંખેરૂ વિનાનો તેનો દેહ હતો.

અને હું તેને જમીન પર પડતી મુકી ઉભો થયો. બે હાથે માથા પરના વાળ મેં પીંખી નાખ્યાં; વાંકા વળી ખોબે ખોબે તેમાં ધૂળ ભરી. પોક મૂકી અને ઘણાંયે મેં માથાં કુટ્યાં. અને એમ બીજી વખત ગાંડા બની અસહ્ય દુઃખ અને વેદનાથી ભ્રમિત બની હું ત્યાં ઉભો. હા! ગૌરી, માણુસ જાતની મૂર્ખતા અજબ હોય છે. મોડે મોડે તે પોતાનેજ કારણે ઉદ્ભવેલી વિપત્તિઓ સારૂ વ્યર્થ શોક કરે છે. તેવીજ રીતે મેં ગણુ દેખતી આંખે સ્ત્રીને ઠાર કરી મારા આંસુથી તેના આત્માને છેલ્લું જલાર્પણુ કરતો હોઉં તેમ નિરર્થક વિલાપ વડે તેના શરીરને હું ભીંજાવી રહ્યો.

ત્યાર બાદ થોડા વખત પછી હું તેની પાસે જમીન પર બેસી ગયો અને તેને મારા ખોળામાં લીધી. અને જાણે જીવતી હોય તેમ તેની સાથે વાતો કરવા લાગ્યોઃ મેં ચલાવ્યુંઃ ચાલ, થોડા વખત અગાઉજ તારા આ પ્રિય કરને આ નાલાયકની ડોકે તેં લગાડયા હતા. હા હા! મારી સ્મરણુ શકિત ઘણી ટુંકી છે; છતાં તારૂં આલિંગન કેટલું સહૃદય હતું, તેમને યાદ છે અને તારૂં ખૂન કરી મેં તેનો બદલો વાળ્યો. હવે, ત્યારે, ફરી તેને કોટે વળગાડ. અને મેં તેના હાથ મારી ડોકે

વળગાડવા ફરી એકવાર મહેનત કરી પરંતુ સુકા વૃક્ષની શાખાની માફક અક્કડ બનેલા તે ન વળ્યા. ફરી હું તેને ઠંડીગાર છતાં છાતી સરસ ચાંપી રડવા લાગ્યો અને તેની સાથે મિથ્યા બકવાદ, અર્થહીન લવારો કરવા મંડયો.

અંતે મેં તેને ઉંચકી લીધી અને ઉભો થયો; હું બોલ્યો: ચાલ, હવે આપણે પહેલાંની માફક સાથેજ જઇશું. આ રસ્તે આમ કે તેમ નહિ. તેં પોતેજ એમ નહોતું કહ્યું કે અહિંઆ રસ્તા ફંટાય છે અને તારો રસ્તો એક બાજુએ છે? હા! લુચ્ચી, મને તેં છેતર્યો; પણ હવે આપણે આ કાંટાળે રસ્તે સાથેજ જઇશું. અને મેં વાંકા ફરી જંગલમાં પ્રવેશ કર્યો અને મૃત પત્નીને સાથે ઉંચકી ઝાડઝાંખરામાં મેં આગળ ચાલવા માડયું. અને એમ અમે આગળ વધ્યાં. કાંટા અને ઝાંખરા મને વિદીર્ણ કરી રહ્યાં છતાં મારી પ્રિયાની માફક મેં કશું ગણકાર્યું નહિ. કેટલીક વખત તો ઠોકર લાગતાં અમે સાથે જમીન પર પટકાઈ પડતાં અને હંમેશા તેને હું ફરી ઉંચકી લેતો અને પહેલાંની માફક અમે આગળ વધતા. અને સૂર્ય અમને અનુસરી અમારી પ્રતિક્ષા કરતો હોય તેમ માથેને માથે આવતો જતો હતો. અને અમે એમ ને એમ ચાલ્યા કર્યું તથા મેં મારો લવારો ચાલુજ રાખ્યો. એટલામાં અચાનક અમે વૃક્ષઘટામાં છૂપાયલા કોઈ નાનકડા જલાશય પાસે આવી પહોંચ્યાં.

એ જોતાંજ મેં એકદમ મારી પત્નીને જમીન પર પડતી મૂકી. અને બે હાથે તાળી પાડી. હું સાશ્ચર્ય બોલી ઉઠયો: હા! આખરે આપણે આવી પહોંચ્યા. નિઃશંક, આજ

પેકું હંસાલય. અને હવે શું કરવું તે હું જાણું છું. કંઈ નહિ, છેવટે મારી સ્ત્રીની વાત ખરી હતી અને તે મને સીધેજ રસ્તે દોરી લાવી. અને હું શોધું છું તે વસ્તુ તેના માર્ગમાં મળી, મારા નહિ. અને ખરેખર કોઇ દૈવેજ અજાણપણે મારા ચરણો આ જલકુંડ તરફ પ્રેર્યા છે.

એકદમ ઝડપથી હું મારી સ્ત્રીની બાજુમાં વાંકો વળ્યો અને તેનો શ્યામ અંબોડો છોડી કેશજુથને મારા ગળાંની આજુબાજુ મને રૂંધાવી નાંખે તે પ્રમાણે કસકસાવી બાંધ્યાં. અને પછી મેં તેને હાથમાં લીધી અને જલકુંડ પાસે જઇ શીતળ ઘેરા જળમાં તેને સાથે લઇ કુદી પડયો. અમે બંને સાથે તળીએ જઇ ડુબ્યાં અને બીજો જન્મ પામ્યાં. અને દૈવકૃપાથીજ ખચીત અમે ફરી હંસયુગલ તરીકે અવતર્યાં.



અને તેજ પળે નભોમંડળમાં હંસની ચીસ ગાજી રહી. અને તરતજ હંસ બોલી ઉઠ્યોઃ હાં! પેલી મારી પ્રિયા મને પોતાની પાસે આવવા બોલાવી રહી છે. ઓ ગૌરી, હવે તો પ્રણામ, કારણ કે હવે સમય થયો છે અને મારે જવું જોઇએ. અને તે પાણીમાંથી નીકળી ભૂરા ગગનમાં ઉંચે ઉડયો અને પોતાના સાથીને કિકીયારીથી પ્રત્યુત્તર આપતો તે ઉડી ગયો.

હિમસુતાએ તેની પાછળ બૂમ પાડીઃ સબૂર! ઓ હંસ, પાછો આવ અને મને દેખાડવા તારી પત્નીને લાવ. પરંતુ તે તરફ ધ્યાન ન આપતાં હંસ ગિરિપાર અદ્રશ્ય થઇ ગયો. દેવી તેની પાછળ જોઇ રહ્યાં હતાં એટલામાં વક્ષઃસ્થળ પરથી ભ્રમર પણ ચમકયો અને બોલ્યોઃ ઓ ગૌરી, હવે હું ઉષ્ણ બન્યો છું અને મારે પણ મારી સ્ત્રી છે. અને પળવારમાં તે પણ ઉડી ગયો. સર્પ પણ ગરદન પરથી ધીમે ધીમે સરી જમીન પર કશે અદ્રશ્ય થઇ ગયો. અને રીંછે સવિનય કહ્યુંઃ ઓ દુર્ગા, ખરેખર, પેલો હંસ એ કથક સારો છતાં પતિ ખરાબ હતો. અને હવે હું તેની માફક વંઠવાતી નહિ બનું; માટે તારા ચરણકમળના સ્પર્શે પુનિત થયેલા મારા શરીરને કૃતકૃત્ય માની તારી રજા લઉં છું. એમ કહી તેણે

ડુંગરાઓમાં ચાલ્યો ગયો અને હિમસુતા એકલી પડી.

તેણે આજુબાજુ જોયું અને વિપણ્ણ બની વિચાર્યું: હાય, આ બધા પતિઓ કેટલી ઝડપથી પોતાની પત્નીઓ પાસે જાય છે! કેવળ હું જ ત્યજાયલી છું. અને સ્વાનુકંપાના કૂપ-માંથી અશ્રુઓ તેના નયનમાં ઉભરાયાં. તે ક્ષણે પોતાની પાછળ પગલાંનો અવાજ તેને સંભળાયો. તેણે જોયું તો પોતાની પાસે વિશાળ ધોળો વૃષભ આવતો દેખાયો.

તરતજ તે તેની તરફ દોડી અને તેની પ્રચંડ ગરદ-નને બાઝી પડી. તેની એક બાજુ અઢેલી તેની ખુંધમાં મોં છુપાવી તે કહેવા લાગી: ઓ નન્દિ, પ્રિય નન્દિ, હું અતીવ દુઃખીયારી છું.

અને નન્દિએ પોતાનું પ્રચંડ મસ્તક તેની તરફ ફેરવ્યું અને જીભથી તેના ઘુંટણ ચાટવા માંડયાં. અને ઘણા મંદ અને નમ્ર સ્વરે ખરાડી ગંભીર સ્વરે તેણે કહ્યું: જગદીશ્વરીને તે દુઃખ શાનું? ત્યારે પાર્વતીએ કહ્યું: હાય! ઇશ્વરી છતાં ભવ-જગત-થી હું ત્યજાયલી છું. તે બોલતી હતી તેટલામાં અઢેલાયલો નન્દિ તેને બદલાતો લાગ્યો: તેણે ઝડપથી જોયું અને ચીસ પાડી. કારણ કે નન્દિ તો અદૃશ્ય થઇ ગયો હતો અને તે મહેશને અઢેલી ઉભી હતી. એ જોઇ લજ્જાથી તેણે પોતાનું મુખ નમાવી દીધું. ચંદ્રશેખરે તેને બાથમાં લઇ સસ્નેહ જોતાં કહ્યું: ઓ મમતીલી, તારી સ્મરણશકિત ઘણી ટુંકી છે. અને તરતજ તે હિમાત્મજા ચમકી અને દિગ્મૂઢ બની તેમને જોઇ રહી. ત્યારે દેવે સસ્મિત કહ્યું: શું તું ભૂલી ગઈ કે છુટી તું પડી હતી; હું નહિ? અથવા શું તું એમ ધારે

છે કે ભત પોતાની ઇશ્વરી કનેથી એક ક્ષણ પણ દૂર રહી શકે ? સાંભળ, હું સઘળો વખત તારી સાથેજ હતો. વાર્તા કહી તારા લાડ જીતનાર હંસ હુંજ, તારા વક્ષઃસ્થળ પર વિશ્રાન્તિ લેનાર ભ્રમર પણ હુંજ, તારી ગરદન આજુબાજુ રહેનારો સર્પ પણ હુંજ અને છેવટે જેને અઢેલીને તું ઉભી હતી તે નન્દિ પણ હુંજ હતો. અને એ સઘળા વખત દરમ્યાન છુપા વેશે. તારા ક્રોધને ભેદી તારી અનિચ્છાએ હું તારી પ્રીતિ પ્રાપ્ત કરી રહ્યો હતો. વળી, એ ગિરિજા, સાંભળ, તારો ગુસ્સો અકારણ હતો. કારણ કે ગંગા તો મારી સિદ્ધિ છે. અને મારી યોગ્ય ઉપાધિ વગર હુ રહી પણ ન શકું. પરંતુ તું તો મારી પ્રિયા, મારી અર્ધાંગના છે.

અને એમ બોલી સુંદરીને દેવે ચુંબન કર્યું. અને તરતજ તે બોલ્યાઃ હા ! હિમબાળા છતાં તું ઘણી ઠંડી થઇ ગઇ છે. અને દેવી જરા રૂજીને બોલીઃ લાંબા વખતથી હું આ હિમકુંડ તટે મુંગી અને સ્થિર બેઠી હતી. અને વળી મારૂં હૃદય અંદરને અંદર ઠરીને હિમ જેવું થઇ ગયું હતું કારણ કે હું ધારતી હતી કે તમે મારાથી દૂર હતા.

ત્યારે મહેશ્વરે કહ્યુંઃ જો !

અને હિમસુતાએ જોયું તો જલકુંડમાં ઘણો ફેરફાર થઇ ગયો. શીતળ વાતાવરણ ઉષ્ણ બન્યું, અને પાણીનો રંગ ભુરો ફેરવાઇ કાળો અને ડહોળાયલો બન્યો. રક્તોત્પલો એકાએક ખીલી ઉઠયાં અને ચોપાસ વિશાળ તરૂવરો પથરાઇ રહ્યાં. તેમાં ઠેર ઠેર ડાળીઓ અને સુવાસી કુંપળો વિકસીને ચંપક સુવાસે, આમ્રગંધે ચંદનસુરભિથી અને દક્ષિણથી વાતા

ઉષ્ણુ વાયુઓ ડોલી રહી. અને તે ઐંદ્રજાલિક પુષ્પોની ચોપાસ અસંખ્ય ભ્રમરો ગુંજી રહ્યા. નીલમ માણેક જેવાં સુંદર પક્ષીઓ આમતેમ ઉડી વૃક્ષોમાં સંગીતની ધૂન મચાવી રહ્યાં. જાણે કાળનો નાશ થતાં આંખનાં પલકારામાં અચાનક શરદ્‌ની જગ્યા વસંતે લઇ લીધી હોય તેવું થઈ રહ્યું.

સાનંદાશ્ચર્ય નેત્રકમળે દેવીએ કહ્યુંઃ ઓ ચંદ્રશેખર, આ તો તમારાં કૃત્ય. અને આ ર ઘણા સુંદર સુવાસિ પુષ્પો અસત્ય અને માયાવી છે. ત્યારે મહેશ્વરે કહ્યુંઃ ઓ સરલા, કેવળ સત્યથી આ માયા એટલીજ જુદી પડે છે કે તે લાંબો વખત નહિ રહે. કારણ કે કાળે તો હું પોતેજ છું, અને સમસ્ત ભૂલોક મારી મહેચ્છા અને આનંદને સારૂ ઉપજાવેલાં આ કુસુમો જેવી માયા નહિ તો બીજું શું ?-અને તે સઘળાનો નટરાજ—વેશધારી—હું પોતેજ છું. કારણ કે હંસ અને બીજા ગત સાથીઓની બાબતમાં બન્યું તેમ હુંજ સઘળાની પાછળ રહેલો છું અને હુંજ કેવળ શાશ્વત્ સત્ય છું અને તે તો કેવળ આકૃતિઓ, પ્રતિકો અને મારાજ આભાસો છે.

તે બોલતા હતા એટલામાં જીવનભર ફરી ફરીને પેલા માનસસરને કિનારે મરવાની ઇચ્છાથી કોઈ વૃદ્ધ યાત્રાળુ ત્યાં આવ્યો. પરંતુ પાસે આવતાં પહેલાં મહેશ્વર તેના આગમનને જાણી ગયા હતા. તે વૃદ્ધ યાત્રાળુએ તેમની તરફ જોયું તો કોઈ દેવદેવી તેને ન દેખાયાં પરંતુ કેવળ કોઈ રાજહંસ યુગલ સરોવર તટે આપસ આપસમાં ચંચુચુંબન કરી રહ્યું હતું.



# સંસાર સ્વપ્ન

પ્રો૦ બેનની આ અત્યંત રસમય કૃતિ
ગુજરાતમાં સર્વ સ્થળે આદર પામી ચૂકી
છે. પહેલી આવૃત્તિ લગભગ ખલ્લાસ થઇ
જવા આવી છે. દરેકે દરેક લાયબ્રેરીમાં
એની એક પ્રત હોવી એ આવશ્યક છે.

મજબૂત જાડા કાગળ, બોર્ડ
પટીનું પૂંઠું કિમ્મત રૂ૦ ૧

અનુવાદક

**હીરાચંદ ક. ઝવેરી.**

સોલ એજંટઃ—વર્ધમાન એન્ડ સન્સ, મુંબાઇ.

# મૃગજળ

ચાર અત્યંત સુંદર ચિત્રો સાથે બહાર પડેલો પ્રો. બેનના બબલ્સ ઑફ્ ધી ફ્રોમનો અનુવાદ. વિદ્વાનોએ તેમજ આમ વર્ગે સારો આવકાર આપેલો છે. પુસ્તક પાકી કાપડી બાંધણીમાં બાંધી અંત્યત રઢિયાળી છપાઇ તથા સુંદર ઉઠાવથી તૈયાર કરેલું છે.

કિ: રૂપિયો દોઢ.

અનુવાદક

**હીરાચંદ ક. ઝવેરી.**